(૨) પ્રશ્નોત્તર મોહનમાળા ઉત્તરાર્ધ.
(મુનિશ્રી મોહનલાલજી મહારાજ)

ઉપરાંત મને ખબર હતી તેવા પુસ્તક તથા તેના લેખકના નામનો ઉલ્લેખ લખાણની અંદર જ તે તે ઠેકાણે કરી દીધેલ છે. એ બધા લેખકોનો હું ખાસ આભાર માનું છુ.

મૂર્તિપૂજક જૈનો અને સ્થાનકવાસી જૈનો એમ જૈનોના બે સંપ્રદાયો જ સૂત્રોને માને છે. દિગંબર જૈનો સૂત્રોને માનતા નથી. પણ સ્થાનકવાસીઓ પણ અમુક સૂત્રોને માનતા નથી. આ માન્યતા ભેદનું કારણ મૂર્તિપૂજાને આભારી છે.

મૂર્તિપૂજાને કારણે આ બન્ને સંપ્રદાયોમા ઘણી વખત કલેશ-કંકાસ થાય છે અથવા કડવાશ ઉત્પન્ન થાય છે. તેનું કારણ તે તે સંપ્રદાયનો હઠાગ્રહ હોય છે. આવા હઠાગ્રહથી છૂટા પડવાને બદલે આજે તો જૈનોએ-જૈનોના સર્વ સંપ્રદાયોએ-એકસંપીથી ભેગા મળવાની, એકત્ર થવાની ખાસ જરૂર છે.

હઠાગ્રહ, કદાગ્રહ અજ્ઞાનતાથી ઉત્પન્ન થાય છે એમ હું ધારૂં છું. વસ્તુસ્થિતિનો યથાસ્થિત ખ્યાલ આપવામાં આવે તો આવો હઠાગ્રહ કે કદાગ્રહ ઓગળી જાય અને જૈનોમાં દ્વેષને બદલે પ્રેમ ઉત્પન્ન થાય.

* મૂર્તિપૂજા શાસ્ત્રસિદ્ધ નથી છતાં કેટલાકની ધર્મભાવના જાગૃત રાખવામાં ઉપયોગી છે માટે જેમને જરૂર હોય તેઓ મૂર્તિપૂજા કરે અને જેમને જરૂર ન લાગે તે મૂર્તિપૂજા ન કરે. આટલું જો આ બન્ને સંપ્રદાયો બરાબર સમજે તો કલેશ, કંકાસ, કડવાશનું કારણ જ મટી જાય

મૂર્તિપૂજક જૈન વિદ્વાનો તો સ્વીકારે છેજ કે મૂળ તો મૂર્તિ પૂજા નહોતી. પણ વૈદિક સંપ્રદાયના સંસર્ગથી આસ્તે આસ્તે શરૂ થઇ.

સને ૧૯૪૮ મા ધાર્મિક ફંડોના ઉપયોગ વિષે તપાસ કરવા સરકારે એક સમિતિ નીમી હતી. તેના પ્રમુખના નામ ઉપરથી તે ટેંડુલકર સમિતિ કહેવાતી. તેની સમક્ષ મુનિશ્રી જિનવિજયજીએ જુબાની આપેલી તેમા કહ્યું છે કેઃ—

> જેને અત્યારે જૈન સમાજ કે જૈન સંઘના નામે સંબોધવામાં આવે છે તે ખરી રીતે ત્રણ ભાગમાં વ્હેંચાયેલો છે. તેમાનો એક ભાગ છે તે સર્વથા મૂર્તિપૂજા-વિરોધી છે અને તે સ્થાનકવાસી જૈનના નામે ઓળખાય છે. એ સંપ્રદાયને માનનારા જૈનો મૂર્તિપૂજામાં માનતા નથી તેમજ જૈન મન્દિરો બાંધવા કે તે નિમિત્તે પૈસા ખર્ચવામાં મોટુ પાપ માને છે. આ સંપ્રદાયની જનસંખ્યા લગભગ આખા જૈન સંઘના એક તૃતીયાંશ જેટલી હશે
>
> બીજો સંપ્રદાય છે તે દિગંબર જૈનના નામે ઓળખાય છે અને તેને માનનારા પણ લગભગ એટલી જ સંખ્યામાં છે. તેમની મૂર્તિપૂજા વિષેની વિધિઓ અને દેવદ્રવ્ય માટેની વ્યાખ્યાઓ શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયથી તદ્દન જુદા જ પ્રકારની છે. આ કમીટી આગળ જે વિચારો અત્યારે રજુ કરવામા આવ્યા છે તે શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયના પણ અમુક ભાગની જ માન્યતારૂપે છે, નહિં કે સર્વની.

**જૈન મૂર્તિપૂજાનો ઇતિહાસ જોતાં તો એમ જણાય છે કે પ્રારંભમાં તો જૈન ધર્મમાં મૂર્તિ-**

પૂજાજ ન હતી. બીજા બીજા ધર્મો અને સંપ્રદાયોના પ્રભાવ અને પ્રચારને લીધે તેમજ કેટલાક ઐતિહાસિક બનાવોના લીધે જૈન સંઘના પણ અમુક વર્ગમાં મૂર્તિપૂજાનો પ્રવેશ થયો. શ્વેતાંબર સાધુ સંપ્રદાયમાં પણ જુના કાળમાં એવો વિભાગ હતો કે જે મૂર્તિપૂજા કે જૈન મન્દિરની સ્થાપનાના કાર્યને સ્વીકારતો ન હતો. બીજા કેટલાક જૈન શ્વેતાંબર સાધુઓ એવા હતા કે જેઓ ચૈત્યવાસીના નામે ઓળખાતા હતા અને તેઓ સદા જૈન મન્દિરોમાં જ રહેતા, અને જૈન મન્દિરોની સંપત્તિ સંભાળતા તથા તેની સર્વ વ્યવસ્થા કરતા.

(પ્રબુદ્ધ જૈન, તા. ૧૫-૬-૧૯૪૮)

એજ પ્રમાણે પંડિત શ્રી બેચરદાસ જીવરાજ દોશીએ જુબાની આપતાં કહેલું કેઃ—

જૈન ધર્મનું પ્રધાનસાહિત્ય સૂત્રસાહિત્ય છે. તેમાં પણ અંગગ્રંથો વિશેષ મહત્તા ધરાવે છે. એ અંગગ્રંથોમાં વિશેષે કરીને ચૈત્યોનો ઉલ્લેખ આવે છે. 'ચિતા' શબ્દમાં એ 'ચૈત્ય' શબ્દનું મૂળ છે. જે સ્થળે ધર્મવીર પુરૂષોની ચિતા ખડકાતી અને તેમને અગ્નિસંસ્કાર થતો તે સ્થળે તેમનું જે સ્મારક ઉભું કરવામાં આવતું તેનું નામ 'ચૈત્ય.' 'ચૈત્ય' શબ્દનો આ ઐતિહાસિક અને વ્યુત્પત્ત્યર્થ છે.

છત્રીઓ, પગલાંઓ, વૃક્ષો કે નાની દેવરીઓ તથા નાની થાંભલીઓ વા ખાંભીઓ વગેરે સ્મારકરૂપે યોજવામાં આવતાં. કેવળ ધર્મવીરોની સ્મૃતિ સચવાય એ માટે એ સ્મારકો ઉભાં કરવામાં આવતાં. એની પાછળ પૂજ્યપૂજકની કલ્પનાનો ખાસ ભાવ નહતો.

ભગવાન મહાવીરના નિવૃત્તિપરાયણ નિગ્ગંઠો લોકોનો સસર્ગ સેવતા જ નહીં, પણ જ્યારે તીર્થંપ્રચાર વા ધર્મ-પ્રચારની વૃત્તિ એ નિગ્ગંઠોમાં જાગૃત થઇ ત્યારે લોકસસર્ગ કરવો જ રહ્યો. આ વખતે એટલે મહાવીર સ્વામીના નિર્વાણ પછી આશરે આઠસેં નવસે વર્ષે એ અસંગ નિગ્ગંઠો ચૈત્યોમા કે ચૈત્યોના પરિસરમાં રહેવા લાગ્યા અને એક નવી પરંપરા નામે ચૈત્યવાસી પરંપરાનો આવિર્ભાવ થયો. આ પહેલા નિગ્ગંઠો પ્રાયઃ આરણ્યક હતા, વનવાસી હતા.

નિગ્ગંઠોના ચૈત્યવાસને લીધે હવે લોકો ચૈત્યો પાસે વિશેષપણે આવવા લાગ્યા અને ત્યાં ધર્મશ્રવણનો લાભ મેળવવા લાગ્યા. આથી ચૈત્યોની મહત્તા વધી અને ખાસ કરીને અસગ નિગ્ગંઠોના રહેઠાણ થવાથી તે ચૈત્યોનો મહિમા વિશેષ પ્રસરતો થયો. આમ થવાથી ચૈત્યોની રક્ષા અને ત્યાં વસનારા મુનિઓની સુરક્ષા વગેરેને અંગે દાની લોકોએ ચૈત્યો માટે દાન આપવા શરૂ કર્યાં વિશેષ કરીને લોકો જમીનો આપતા. એ અપાયેલી જમીનોમાંથી થતી આવક-દ્વારા ચૈત્યોની વ્યવસ્થા થવા લાગી.

વખત જતાં ચૈત્યોની પૂજા વધવા લાગી. તેમ તેને અંગે જમીનો ઉપરાંત રોકડ નાણું પણ લોકો ચૈત્યોના નિર્વાહ માટે આપવા લાગ્યા અને ત્યાં પ્રકાશ વગેરેની વ્યવસ્થા માટે ઘી વગેરેની પણ વ્યવસ્થા કરવા લાગ્યા. (વર્તમાનમાં જે ઘી બોલવાનો રીવાજ છે તે એ બાળવાના ઘી માટે હતો, પણ પાછળથી એનો ઉપયોગ રોકડ નાણાં સારૂં થઈ ગયો.) વખત જતા પેલા અસંગ નિગ્રંથો સસંગ અને સગ્રંથ થવા લાગ્યા અને ચૈત્યો માટે અપાતાં દાનનાં તેઓ પોતાને સ્વામી માનવા લાગ્યા આમ એ વખતે એ

ચૈત્ય દ્રવ્યનો એ પ્રસંગ ભિક્ષુઓએ ભારે દુરુપયોગ કરવો શરૂ કરેલો.

આની સામે સુવિહિત અને સદનુષ્ઠાની આચાર્ય શ્રી હરિભદ્રે ભારે વિરોધ જગાડ્યો અને કહ્યું કે એ 'ચૈત્ય દ્રવ્ય'ને કોઈ શ્રમણ પોતાની અંગત સગવડ માટે ન જ વાપરી શકે. એ દ્રવ્ય તો પ્રવચનની વૃદ્ધિ કરનારું અને જ્ઞાન તથા દર્શન ગુણનું પ્રભાવક છે માટે તે, પ્રવચનની વૃદ્ધિ માટે તથા જ્ઞાનગુણ અને દર્શનગુણની વૃદ્ધિ માટે જ વપરાવું જોઈએ. (પ્રવચનનો અર્થ સંઘ, તીર્થ અને શાસન છે. જ્ઞાનનો અર્થ પ્રસિદ્ધ છે અને દર્શનનો અર્થ સમકિત છે.)

(પ્રબુદ્ધ જૈન, તા. ૧-૭-૧૯૪૮)

પંડિતશ્રીએ ઉપર પ્રમાણેની તેમની જુબાનીમાં જૈનોમાં મૂળ મૂર્તિપૂજા નહોતી પણ પાછળથી કેવી રીતે શરૂ થઈ તે બતાવ્યું છે અને મૂર્તિપૂજા શરૂ થયા પછી ચેઇય=ચૈત્ય શબ્દનો અર્થ કેમ ફેરવાઈ ગયો તે બતાવ્યું છે.

અંગ સૂત્રોમાં ચેઇય શબ્દ આવે છે તેનો ખોટો અર્થ કરી અંગ સૂત્રોમાં મૂર્તિપૂજા હતી એમ સિદ્ધ કરવાની જેઓ બહોંસ કરે છે તે ખોટું છે એમ પંડિતશ્રી બતાવે છે.

અંગ સૂત્રોમાં મૂર્તિપૂજા હતી એમ સિદ્ધ કરવાને મૂળ સૂત્રોમાં કેટલાક શબ્દો પાછળથી ઉમેરવામાં આવ્યા છે. દાખલા તરીકે—

જ્ઞાતાસૂત્રમાં દ્રૌપદીએ જિન પ્રતિમા આગળ નમોત્થુણં કહીને મૂર્તિપૂજકોએ મૂર્તિપૂજાને સાબીત કરવા પ્રયત્ન કર્યો છે. તેના જવાબમાં તેમણે (સ્થા. પં. મુનિશ્રી રત્નચંદ્રજીએ) ૮૦૦ વર્ષની જુની પ્રતનું એક પાનું આગ્રાના ભંડારમાંથી

> શોધીને બતાવ્યું હતુ કે મૂળમાં નમોત્થુણુનો પાઠ નથી અને જિન પ્રતિમા એટલે કામદેવની પ્રતિમાનું તેણે પૂજન કર્યું હતુ કેમકે દ્રૌપદી તે વખતે સમ્યકત્વ પામી ન હતી.
> (રત્ન જ્યોત તા. ૧-૬-૧૯૪૯ પાનું ૧૩૩)

આવી રીતે મૂર્તિપૂજા સૂત્રસિદ્ધ છે એમ સાબીત કરવાની ઈંતેજારી રાખવાને બદલે **મૂર્તિપૂજા જરૂરઆતથી જ સિધ્ધ છે** એમ કહેવામા આવે તો શુ ખોટુ? સત્ય વસ્તુનો સ્વીકાર કરવામાં આવે તો કલેશ, કકવાશ, કકાસને સ્થાન જ રહે નહિ.

પડિતશ્રી બેચરદાસજી પણ આવી જ જાતની ભલામણુ કરે છે. જુઓ, તેઓશ્રી 'દેવદ્રવ્યની રૂઢિ" નામના લેખમાં 'પ્રબુદ્ધ જૈન'ના તા. ૧-૯-૧૯૪૮ ના અકમાં લખે છે કે.—

> એ મૂર્તિપૂજાની રૂઢિ માટે શાસ્ત્રોમાં એટલે મૂળ આગમોમાં કોઈ પ્રકારનાં વિધાયક વચનો નથીજ મળતાં એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિને કે અસત્યને સ્થાન નથી.
>
> આગમોમાં એને અંગે કેવળ બે-ચાર કથાઓ મળે છે. તેમાંય માનવલોકને સ્પર્શ કરતી વાતો ઓછી છે. સ્વર્ગમા જિનમૂર્તિઓ છે, દેવો તેમની પૂજા કરે છે એવી વાતો આગમોમાં કેટલેક સ્થળે આવે છે. પરતુ જ્યાં શ્રાવકોના અધિકારો આવેલા છે ત્યાં કયાંય એ વિશે કશો વિધાયક ઉલ્લેખ મને તો જડયો નથી.
>
> અને કેવળ આવી બે-ચાર કથાઓ કે 'આણંદ વગેરે અમુક શ્રાવકોએ જિનમંદિર સિવાય બીજે કયાંય ન નમવું તે પણ અમુક અપવાદો સિવાય' આવાં સાધારણુ ઉલ્લેખો દ્વારા માનવ માત્ર માટે મૂર્તિપૂજાને લાદી દેવી વા તેનો એક જુદો સંપ્રદાય ખડો કરવો એ બહુ વિશેષ વિચારણા માગે એવુ છે.

**મૂર્તિપૂજાની પધ્ધતિ આપણા દેશમાં વૈદિક પરંપરામાં ઘણી જુની છે અને તેની જ અસરને લીધે પુરૂપાર્થવાદી મહાવીરના અનુયાયી જૈન લોકોમાં પણ તે આવી પહોંચી. આવી પહોંચી તો ભલે, પણ તે એક તદ્દન સાધારણ નિમિત્તરૂપ છે તે આપણા ખ્યાલમાં બરાબર રહેવું જોઇએ.**

ભણતી વખતે છોકરાને જેટલો ઉપયોગ પાટીનો છે, વાંચતી વખતે વિદ્યાર્થીને જેટલો ઉપયોગ ચોપડીનો છે, અરે! ઘર સાફ કરતી વખતે જેટલો ઉપયોગ સાવરણીનો છે અને ઉપર ચડવા માટે જેટલો ઉપયોગ નીસરણીનો છે તેટલો જ ઉપયોગ ધ્યાન કે ભાવના કેળવતી વખતે આપણા માટે મૂર્તિનો છે.

પણ આ સાદી વાત જ આપણે ચૂકી ગયા છીએ અને કોઇ છોકરો જેમ એક પણ અક્ષર ન ઘુટતાં કેવળ પાટીને જ શણગાર્યા કરે, ચોપડી ઉપર નવાં નવાં સુંદર પુંઠા ચડાવ્યા કરે યા ચોપડીને રેશમથી કે ચાંદીથી શણગારે પણ તેમાંનું વાક્ય પણ ન વાંચે, સાવરણીથી વાળનાર કેવળ સાવરણીને જ સુશોભિત કર્યા કરે અને ઘરમાંથી લેશ પણ કચરો ન કાઢે અને ઉપર ચડનાર નીસરણીને જ રંગરોગાન કર્યા કરે પણ પોતાનો એક પણ પગ ન ઉઠાવતાં નીસરણીને ઉપર લઈ જવાનુ કહ્યા કરે તેવા હાલ તમામ મૂર્તિપૂજકોના થયા છે.

**એનું કારણ એ જ છે કે જે તદ્દન સાધારણ નિમિત્ત હતું તેને એકદમ અસાધારણ નિમિત્ત અને સાધ્ય જ માની લેવામાં આવ્યું તે છે.** અને આ જાતની રૂઢિમાં પણ તે ચૈત્યવાસીઓ જ

નિમિત્તરૂપ છે. મૂર્તિપૂજા એ ચૈત્યપૂજાનું જ સુશોભિત રૂપાંતર છે એ બરાબર સમજી રાખવાનું છે.

તરવાર રાખનારને તરવારનો ઉપયોગ કરતાં ન આવડે તો તેના કેવા હાલ થાય ? એવા જ હાલ મૂર્તિનો ઉપયોગ કરતા જ ન આવડતો હોવાથી આપણા પણ થયા છે એ ભૂલવું ન જોઇએ. હું તો એમ કહું છું કે મૂર્તિપૂજકોમાંથી મૂર્તિપૂજાની રૂઢિ હવે કાંઇ કાઢી શકાય તેમ નથી. તે આવી તો ભલે આવી, પણ તેનો સદુપયોગ કરતાં શીખવું જોઇએ.

**મૂર્તિપૂજાની પધ્ધતિ માટે ભલે વિધાયક શાસ્ત્રાધાર ન હોય, ભલેને એ ચૈત્યવાસીઓ દ્વારા કેમ ન આવી હોય, પણ હવે તેને આપણે તેનું ઉચિત સ્થાનજ આપવું જોઈએ. તેની મર્યાદાઓ છે. પાટી કરતાં તેનો ઉપયોગ કશો વિશેષ નથી એમ જાણી લેવી જોઇએ અને તે તદ્દન સાધારણ નિમિત્ત સમજી તેનો સદુપયોગ કરતાં શીખી લેવું જોઇએ.**

વાંચકો આ પ્રમાણે બરાબર સમજી લઇ તે પ્રમાણે વર્તન કરશે તેમજ પોતાના સંસર્ગમાં આવતા સર્વ જૈન બંધુઓને એજ પ્રમાણે સમજાવી તેવું વર્તન રાખવાની ભલામણ કરશે તો બન્ને સંપ્રદાયોમાંથી કુસંપ નીકળી જશે અને તેને સ્થાને પ્રેમ અને સંપ આવી રહેશે. એજ અભ્યર્થના.

શેઠ નગીનદાસ ગિરધરલાલ.

## ભૂલ સુધારો

૨૪મે પાને ઉલટેથી ત્રીજી લીટીમાં ૭મું કોષ્ટક સુધારીને આ પ્રમાણે વાંચોઃ—

૭. ભવિષ્યકાળ=ભૂતકાળથી સમયાધિક

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો

## ઈતિહાસ અને સમીક્ષા

## ભાગ ૨ જો

## જૈનેતરોએ કરેલાં ખોટાં ભાષાંતરો



## ભાગ ૩ જો

## વર્ગ પ્રમાણે સૂત્રોનાં નામો તથા પદ સંખ્યા

## બાર અંગ સૂત્રોના વિષયોની વિગત..

## બાર ઉપાંગના વિષયોની વિગત.



## છેદ સૂત્રોની વિગત.



## મૂળ તથા ચૂલિકા સૂત્રોની વિગત.

## દશ પ્રકીર્ણ સૂત્રોની વિગત.



## આઠ ક્ષુદ્રક સૂત્રો અથવા પેટા સૂત્રો

## પ્રકરણ ૧ લું

### હાલનાં સૂત્રો

શાસ્ત્રકારો કહે છે કે:—

अप्पग्गंथ महत्तर्थः बत्तीसादोसविरहिअं जं च ।
लक्खणजुत्तं सुत्तं अट्ठहि अगुणेहि उववेअं ॥

અર્થ—ગ્રંથ નાનો હોય પણ તેનો અર્થ મહાન થતો હોય તથા બત્રીશ દોષ રહિત હોય તથા લક્ષણ યુક્ત આઠ ગુણ ઉપપેત હોય તે સૂત્ર કહેવાય છે.

મૂળ સૂત્ર તદ્દન ટુંકામાં જ હોય. મૂળ સૂત્રનું વાક્ય ઘણું ટુંકું હોય પણ તેનો ભાવાર્થ ઘણો જ વિસ્તીર્ણ હોય તેમજ સૂત્ર બત્રીશ દોષ રહિત અને આઠ ગુણ સહિત હોય.

### સૂત્રના બત્રીશ દોષ.

અનુયોગદ્વાર સૂત્રમાં સૂત્રના બત્રીશ દોષ નીચે પ્રમાણે જણાવેલ છે:—

अलिअमुवघायजणयं निरत्थयमनवत्थयत्थलं, दुहिलं निस्सारमहिअमून्ने पुणरुत्त वाहित्तमजुत्तं ॥ कमभिन्नं

वयणभिन्नं विभत्तिभिन्नं च लिंगभिन्नं च अणभिहिस-मपदमेव च सहावहीणं च वहिअं च. काल जति स्थविदोसो समय विरुध्धं च, वयणमित्तं च अत्थावत्तिदोसो, नेउअम-मासदोसो च ॥ उवमा रुवग दोसो. निद्देस पयत्थ संधि-दोसो च ॥ ए ए असुत्त दोसा बत्तीसाहुं तिणाअरवा ॥

| | | |
|---|---|---|
| १. | अलिअम | અલિક. અછતા ભાવનું બોલવું અને છતા ભાવનો નાશ કરવો. |
| २. | उवघायजणयं | ઉપઘાત જનક. હિંસાજનક અથવા જેમાં હિંસા હોય તેવું. |
| ३. | निरत्थयम् | નિરર્થક. સંબંધ ન હોય તેવું. |
| ४. | अनवत्थत्थलं | અનવસ્થા સ્થળ દોષ. અવાંછિતાર્થ. સંભવ વડે વિવક્ષિતાર્થનો ઉપઘાત કરી શકાય તે સ્થળ દોષ. |
| ५. | दुहिलं | કુહિલ દોષ. પાપ વ્યવહારનું જે વડે પોષણ થાય તે. |
| ६. | निस्सारम् | નિરર્થક. નિઃસાર, સાર વિનાનું. |
| ७. | अहिअम् | અધિક. અક્ષર પદ આદિ વધારે હોય તે. |
| ८. | ऊलं | ઉણું. અક્ષર ભેદે હિણું, ઓછું હોય તે અથવા હેતુ દૃષ્ટાંતમાં ખામીવાળું હોય તે. |
| ९. | पुणरुत्त | પુનરૂક્તિ. તેના બે ભેદ છેઃ (૧) શબ્દથી અને (૨) અર્થથી. |
| १०. | वाहित्तम् | વ્યાહત દોષ. પૂર્વના વચન વડે ઉત્તરનું વચન હણાય તે. |
| ११. | अजुत्तं | અયુક્ત. અયોગ્ય. યુક્તિથી મળતુ ન આવે તેવું. |

| | |
|---|---|
| ૧૦ कमभिन्नं | ક્રમ ભેદ. ક્રમરહિત, અનુક્રમ વિનાનું. |
| ૧૩. वयणभिन्नं | વચનભેદ. વચનનો વિપરિત ભાવ હોય તે. |
| ૧૪. विभत्तिभिन्नं | વિભક્તિભેદ. વિપરિત વિભક્તિવાળુ. |
| ૧૫. लिंगभिन्नं | લિંગભેદ. લિંગ વિપરિત હોય તે. |
| ૧૬. अणभिहिअम् | અનભિહિત. સિદ્ધાંતમાં ઉપદેશેલું ન હોય તે |
| ૧૭. अपदम् | અપદ એક પદને સ્થાને બીજુ પદ વાપરવુ તે. |
| ૧૮. सहावहीणं | સ્વભાવહિન. વસ્તુના મૂળ સ્વભાવથી ઉલટું ઉપદેશવુ તે. |
| ૧૯. ववहिअं | વ્યવહિત. પ્રારંભેલું સવિસ્તર વખાણીને વળી પાછું વખાણવું તે |
| ૨૦. काल | કાળ. ત્રણ કાળના પ્રયોગમાં ભૂલ કરવી તે. |
| ૨૧. जति | યતિ. નહિ અટકવાની જગ્યાએ અટકવુ તે. |
| ૨૨. छवि | સ્છવિ. અલંકાર રહિત. |
| ૨૩. समयविरुद्धं | સમયવિરૂદ્ધ. સિદ્ધાંત વિરૂદ્ધ. |
| ૨૪. वयणमित्तं | વચનમાત્ર, હેતુ વિના વચન વાપરવું તે. |
| ૨૫. अत्थावत्ति | અર્થાપત્તિ, પ્રત્યક્ષ આદિ પ્રમાણથી જણાયેલ અર્થ જેના વિના ઉત્પન્ન ન થાય તેવા અદષ્ટ અર્થની કલ્પના કરવી તે |
| ૨૭, असमास | અસમાસ, એક સમાસને સ્થાને અન્ય સમાસ કરવો તે |
| ૨૮. उवमा | ઉપમા. વધુ ઓછી ઉપમા આપવી તે. |
| ૨૯. रुवग | રૂપક. ખોટું રૂપક આપવુ તે. |

३०. निद्देस — નિર્દેશ. આપેલા શબ્દનું એકસરખાપણું ન રહે તે.

३१. पयत्थ — પદાર્થ. વસ્તુના પર્યાયને બીજો પદાર્થ ગણી લેવો તે.

३२. संधि — સંધિ. સંયોગ સંધિ કરવી તે

## સૂત્રના આઠ ગુણ.

સૂત્રોના આઠ ગુણ શાસ્ત્રકારો નીચે પ્રમાણે બતાવે છે:—

**निद्दोसं सारवत्तं च हेउजुत्तमलंकिअं ।**
**उवणीयं सोवयारं च मिअं महुरमेव च ॥**

१. निद्दोसं — નિર્દોષ. કોઈપણ જાતના દોષ રહિત.
२. सारवत्तं — સારવાળું.
३. हेउजुत्तं — હેતુયુક્ત.
४. अलंकिअं — અલંકૃત. અલંકાર સહિત.
५. उवणीयं — ઉપનિત. ઉપનય દૃષ્ટાંત યુક્ત.
६. सोवयारं — સોપચાર. સંસ્કારી ભાષા યુક્ત.
७. मिअं — મિત. પ્રમાણસર.
८. महुरम् — મધુર.

સૂત્ર ઉપરના આઠ ગુણયુક્ત હોય.

સૂત્ર વાંચવાથી કુદરતનું નિર્દોષ ભાન થવાની સાથે કુદરત તરફ નિર્દોષ પ્રેમ જાગૃત થવો જોઈએ. સૂત્રની ભાષા અન્વયવ્યતિરેક હેતુયુક્ત હોવી જોઈએ. તેમાં અલંકાર પણ આવવા જોઈએ.

સૂત્રમાં ઉપનિત, ઉપનય, દૃષ્ટાંત પણ હોવા જોઈએ. જેમ દરેક સૂત્રોના શબ્દાર્થો પ્રમાણે અર્થ કરવામાં આવે છે અને તે અર્થો સત્ય અને પૂજનીય છે તેમજ દરેક સૂત્રોના અર્થો ઉપનય દૃષ્ટિથી પણ થઇ શકે છે. સૂત્રોનું ઉપનય દૃષ્ટિથી અવલોકન કરી જગતમાં તેનો પ્રચાર કરવાની જરૂર છે. એક અપેક્ષાએ આધ્યાત્મિક અર્થ અને ઉપનય અર્થ એ બન્ને સમાન છે. સૂત્રોનુ આધ્યાત્મિક દૃષ્ટિએ અવલોકન કરવાથી વીતરાગ ભાવના વિશેષ વિશેષ વૃદ્ધિ પામે છે.

સૂત્રોની ભાષા વ્યાકરણના નિયમને અનુસરતી હોવી જોઇએ નિયમબદ્ધ શિષ્ટ ભાષાને સોપચાર ગુણયુક્ત કહેવામા આવે છે. વળી સૂત્રો અક્ષરાદિ પ્રમાણબદ્ધ તેમજ મધુર હોવા જોઇએ. સૂત્રોમાંથી શાંતિરૂપ મધુરતા સ્રવવી જોઇએ

શબ્દાર્થ પ્રમાણે સૂત્રનો અર્થ સૂચન કરે તે સૂત્ર એમ થાય છે. એટલે કે ઓછામાં ઓછા શબ્દોમા ઝાઝામાં ઝાઝો અર્થ સમાયેલો હોય તેવું પદ કે વાક્ય તે સૂત્ર. તે ઉપરથી તેવા પદ કે વાક્યવાળા ગ્રંથને પણ સૂત્ર કહેવામાં આવ્યું

સૂત્રોના અર્થ અને ભાવાર્થ સમજાવવા માટ જૈન સૂત્રોના વિવેચનો ઘણાં આચાર્યોએ બનાવેલાં છે. અને જુદા જુદા આચાર્યોએ પોતાનાં વિવેચનોને જુદાં જુદા નામો આપેલા છે જેવા કેઃ—ટીકા, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણી, વૃત્તિ વિગેરે. આ ટીકાઓ, નિર્યુક્તિઓ વિગેરે મૂળ સૂત્રો કરતાં અનેકગણી મોટી છે. તે ઉપરથી ખ્યાલ આવશે કે સૂત્રોના શબ્દોમા કેટલા મોટા અર્થ અને ભાવ સમાયેલા હોય છે. આ ટીકા, નિર્યુક્તિ વિગેરે નામોના અર્થ નીચે પ્રમાણે કરવામાં આવે છે—

ટીકા—લંબાણથી અર્થ સમજાવે

નિર્યુક્તિ—અર્થ સંક્ષેપમા સમજાવે. મૂળ શબ્દમાં છુપાયલા ગૂઢ અર્થને બહાર કાઢી તેને સંક્ષેપથી સમજાવે.

ભાષ્ય—ટીકા જેવુ જ. અર્થ વિસ્તારથી સમજાવે.

વૃત્તિ—ભાષ્યની રીતને અનુસરીને વધારે સરળ રીતે સમજાવે.

ચૂર્ણી—અર્થ સહેલાઇથી સહેલી ભાષામા સમજાવે. અર્થનુ ચૂર્ણ કરી નાંખે એટલે કે કાઇપણ ગૂઢાર્થ બાકી ન રહે તે પ્રમાણે બધા અર્થ સમજાવે

આ અર્થો ઉપરથી એમ સમજવામા આવે છે કે આ આચાર્યોએ પોતાના વિવેચનોની અમુક જાતની મર્યાદા ઠરાવી તેને અનુસરતા શબ્દો તેમણે પોતાના વિવેચનો માટે ગોઠવેલા છે.

જૈન સૂત્રોને ઘણા લાબા વખતથી આગમ નામથી ઓળખવામાં આવે છે. સૂત્રો અને આગમ બન્નેના અર્થ જુદા જુદા હોવા છતાં અત્યારે બન્ને શબ્દો એક બીજાનાં પર્યાયવાચક તરીકે વપરાય છે. તે ઉપરાંત શ્રુત, આપ્તવચન, જિનવચન વિગેરે શબ્દો પણ તેના પર્યાય તરીકે વપરાય છે. તેનું કારણ આગળ ઉપર, "સૂત્ર કે આગમ" નામના પ્રકરણમાં સમજાવેલું છે. આગમ એટલે આચાર્યોની પરંપરાથી જે ચાલ્યું આવે છે તે આગમ.

શ્વેતાંબર માન્યતા પ્રમાણે ગણધરોએ, તીર્થંકરના અન્ય શિષ્યોએ, પ્રત્યેક બુદ્ધોએ, ચૌદ પૂર્વધર શ્રુત કેવળીઓએ અને દશ પૂર્વધરોએ રચેલાં શાસ્ત્રો આગમ ગણાય છે

અહિં શ્વેતાંબર માન્યતા પ્રમાણેનુ જ કહેવાનું કારણ એ છે કે દિગંબર જૈનો હાલના જૈન શાસ્ત્રોની પ્રામાણિકતા માનતા નથી. દિગંબરો માને છે કે જૈન આગમો શ્રી ભદ્રબાહુ સ્વામીના વખતમાં બાર

વર્ષનો દુકાળ પડયો ત્યારે જ ભુલાઇ ગયાં અને તેથી વિચ્છેદ ગયાં. એટલે દિગંબરો હાલ જે આગમો ઉપલબ્ધ છે તેને આગમો તરીકે સ્વીકારતા નથી.

એટલે હવે જૈન સૂત્રોને માનનારા શ્વેતાંબરો જ રહ્યા. પરંતુ તેમાંય બે વર્ગ છેઃ—( ૧ ) મૂર્તિપૂજક અથવા દેરાવાસી અને ( ૨ ) સ્થાનકવાસી. આ બે ફીરકાઓની માન્યતા પણ એકસરખી નથી. તેઓમાં પણ મતભેદ છે. દેરાવાસીઓ હાલ પીસ્તાલીસ ગ્રંથોને સૂત્ર તરીકે માને છે ત્યારે સ્થાનકવાસીઓ તેમાંના બત્રીશ ને જ સૂત્ર તરીકે માને છે. આ મતભેદનું કારણ આગળ વિસ્તારથી સમજાવેલું છે.

## પ્રકરણ ૨ જું

### કાળચક્ર અને કાળ ગણત્રી

આ વિશ્વ અનંત કાળથી ચાલુ છે અને અનંત કાળ સુધી ચાલુ રહેશે. આ અનંત કાળમાં એક સરખી જાતના અથવા એક સરખી સ્થિતિવાળા ટુંકા કાળ અનેક વખત આવ્યા, ગયા અને આવશે. આ સ્થિતિ સમજવા માટે તેમજ આ સ્થિતિના ક્રમ જાણવા માટે જૈનોએ કાળની ગણત્રી અથવા માપ બનાવેલ છે.

આખું વિશ્વ અમુક નિયમાનુસાર ચાલે છે. એટલે અમુક જાતના અને અમુક સ્થિતિવાળા કાળના આંતરા અમુક નિયમિત સમયે આવતા જાય છે અને તે આંતરાઓ પ્રમાણે કાળના વિભાગ પાડવામાં આવેલ છે.

જ્ઞાનીઓએ જોયું છે કે અમુક કાળ સુધી લોકની સ્થિતિ આસ્તે આસ્તે નીચે ઉતરતી જાય છે. એકદમ અધમ સ્થિતિએ પહોંચ્યા પછી સ્થિતિ નીચેથી આસ્તે આસ્તે ઉપર ચડતી જાય છે. જેમ એક ગોળ ફરતું ચક્કર સૌથી ઉપરના ભાગથી પહેલાં નીચે ઉતરતું જાય છે અને છેક નીચે તળીએ આવ્યા પછી ફરીથી ઉંચે ચડતું જાય છે તેમ. આવી રીતે ઉપરથી નીચે જઈ ફરી ઉપર આવી જાય ત્યાં સુધીના આખા વર્તુલને એક કાળચક્ર કહેવામાં આવે છે.

એક આખા કાળચક્રમાં બે ક્રિયા થઇ. (૧) ઉપરથી નીચે જવાની અને (૨) નીચેથી ઉપર આવવાની. તેથી એક કાળચક્રના બે ભાગ પાડ્યા, અને તેના નામ આપ્યા—અવસર્પિણી અને ઉત્સર્પિણી. અવસર્પિણીમાં સ્થિતિ નીચે ઉતરતી જાય, હલકી થતી જાય અને ઉત્સર્પિણીમાં સ્થિતિ ઉંચે જતી જાય, સુધરતી જાય. એ પ્રમાણે એક કાળચક્રના બે અર્ધકાળચક્ર થયા.

અવસર્પિણી કાળમાં તેમજ ઉત્સર્પિણી કાળમાં અમુક અમુક સમયમાં અમુક અમુક જાતની સ્થિતિ રહે છે. તે સ્થિતિ અનુસાર દરેક અર્ધકાળચક્રના ૭ ૭ વિભાગ કરવામાં આવ્યા છે. એટલે અવસર્પિણી કાળના ૭ વિભાગ અને ઉત્સર્પિણી કાળના ૭ વિભાગ. આ ૭ વિભાગને ૭ આરા કહેવામાં આવે છે.

અવસર્પિણી કાળના ૭ આરાના નામ, દરેક આરાનું કાળ પ્રમાણ એટલે કે તે આરો કેટલા વર્ષનો છે તે, તે આરામાંના મનુષ્યોનું દેહમાન, આયુષ્ય વિગેરે જાણવા યોગ્ય હકીકત નીચે આપેલી છેઃ—

**પહેલો આરો**

નામ—**સુસમા સુસમ** (સુખસુખ)

કાળપ્રમાણ—ચાર ક્રોડાક્રોડી સાગરોપમ.

મનુષ્યનું દેહમાન—૩ ગાઉનું.

મનુષ્યનું આયુષ્ય—૩ પલ્યોપમનું.

સુસમ એટલે સુખ. સુસમ સુસમ એટલે સુખમાં પણ સુખ, અત્યંત સુખ. આ આરામાં મનુષ્યને કેવળ સુખ જ—અત્યંત સુખ જ હોય છે

આ અવસર્પિણી કાળ હોવાથી આયુંય અને દેહમાન દિવસે દિવસે ઓછાં થતાં થતાં ઉતરતે આરે દેહમાન બે ગાઉનું અને આયુષ્ય બે પલ્યોપમનું રહે છે.

આ આરામા ગતિ ફક્ત એક જ—દેવલોકની જ ગતિ હોય છે. એટલે કે આ આરામાં જન્મેલો મનુષ્ય મૃત્યુ પામીને દેવલોકમાં જ જાય છે.

## બીજો આરો

નામ—સુસમ (સુખ)

કાળપ્રમાણ—ત્રણ ક્રોડાક્રોડી સાગરોપમ.

મનુષ્યનું દેહમાન—આરાની શરૂઆતમાં ૨ ગાઉનું.
ઉતરતે આરે— ૧ ગાઉનું.

મનુષ્યનું આયુંય—આરાની શરૂઆતમાં ૨ પલ્યોપમનું.
ઉતરતે આરે— ૧ ,,

આ આરામાં પહેલાના કરતાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શના પર્યવ ઘણા ઓછા થઇ જાય છે. તો પણ આ આરામાં એકલું સુખ જ હોય છે.

દેહમાન અને આયુંય ઘટતાં જાય છે.

આ આરામાં પણ ગતિ એક જ–દેવલોકની છે.

## ત્રીજો આરો

નામ—સુસમ દુસમ (સુખદુઃખ)

કાળ પ્રમાણ—૨ ક્રોડાક્રોડી સાગરોપમ.

દેહમાન—શરૂઆતમા ૧ ગાઉનું.
ઉતરતે આરે ૫૦૦ ધનુષનુ.

આયુષ્ય—શરૂઆતમા ૧ પલ્યોપમનુ
ઉતરતે આરે ક્રોડ પૂર્વનુ

આ આરામાં બીજા આરા કરતાય વર્ણ, ગંધ, રસ, સ્પર્શના પર્યવ ઘણા ઓછા થઇ જાય છે. અને તેથી આ આરામાં સુખ ઘણું છતા થોડું દુઃખ રહે છે. આ આરાથી દુઃખની શરૂઆત થાય છે. અને દુઃખની શરૂઆતની સાથે મનુષ્યગતિ પાચેય ખુલે છે. અત્યાર સુધી ફક્ત એક જ દેવગતિ હતી તેને બદલે હવે મનુષ્યના મૃત્યુ પછી તેની પાચ ગતિમાની ગમે તે ગતિ થાય છે, પાંચ ગતિ એટલે (૧) મનુષ્યગતિ, (૨) તિર્યંચગતિ, (૩) નર્કગતિ, (૪) દેવગતિ અને (૫) મોક્ષગતિ. મનુષ્ય પોતાનાં કર્મ પ્રમાણે આ પાંચમાંની કોઇપણ એક ગતિમાં ઉત્પન્ન થાય છે

આ ત્રણ આરામાં યુગલીઆ જ જન્મે છે. એટલે કે સ્ત્રી અને પુરુષનું જોડકું સાથે જ જન્મે છે. યુગલનુ આયુષ્ય લગભગ પૂરૂ થવા આવે ત્યારે જ તેને એક જોડકું જન્મે. વિશેષ છોકરા જન્મે જ નહિ. જોડકું મોટુ થતાં સ્ત્રીપુરુષ તરીકે—પતિપત્નિ તરીકે રહે યુગલીઆ તેમના મૃત્યુ પછી દેવગતિમાં જ જાય. આ ત્રણ આરામાં સુખ જ ભોગવવાનું હોય. આ ત્રણ આરામા જરા (વૃધ્ધાવસ્થા) ન હોય. રોગ ન હોય, શરીર કુરૂપ ન હોય. અંગઉપાંગ પ્રતિપૂર્ણ હોય

ત્રીજો આરો થોડો બાકી રહે ત્યારે દુઃખની શરૂઆત થાય ત્યારે પહેલા તીર્થંકર જન્મે. તીર્થંકર ભગવાન યુગલીઆ ધર્મ નિવારીને અસિ, મષિ અને કૃષિ આદિની ૭૨ કળા મનુષ્યને શીખવે છે

### ચોથો આરો

નામ—**દુસમ સુસમ** (દુઃખસુખ)
કાળપ્રમાણ—એક ક્રોડાક્રોડ સાગરોપમમાં ૪૨ હજાર વર્ષ ઓછાં.
દેહમાન—શરૂઆતમાં ૫૦૦ ધનુષ્યનું.
ઉતરતે આરે સાત હાથનું.
આયુષ્ય—શરૂઆતમાં ૧ ક્રોડ પૂર્વનું.
ઉતરતે આરે ૧૨૫ વર્ષનું

દુસમ સુસમ એટલે દુઃખસુખ. તેમાં દુઃખ પહેલું છે પછી સુખ. એટલે કે આ આરામાં દુઃખ ઘણું અને સુખ ઓછું હોય છે. ત્રીજા આરામાં દુઃખની શરૂઆત થઇ તે દુઃખ વધતું જ જાય છે. અને સાથે સાથે સુખ ઓછું થતું જ જાય છે. એટલે આ આરામાં સુખ કરતાં દુઃખ જ વધારે ભોગવવાનું જ હોય છે.

આ આરામાં સુખ, મનુષ્યના દેહની ઉંચાઇ અને મનુષ્યનું આયુષ્ય ઘણી જ ઝડપથી ઓછાં થતાં જાય છે.

પહેલા તીર્થંકર ત્રીજા આરામાં જન્મે છે. બાકીના ૨૩ તીર્થંકરો આ આરામાં જન્મે છે. છેલ્લા ચોવીશમાં તીર્થંકર આ આરાના અંત સમયમાં થાય છે.

આ આરામાં પણ ગતિ પાંચ છે.

### પાંચમો આરો

નામ—**દુસમ** (દુઃખ)
કાળ પ્રમાણ—૨૧ હજાર વર્ષ.
દેહમાન—શરૂઆતમાં સાત હાથનું.
ઉતરતે આરે એક હાથનું.

આયુષ્ય—શરૂઆતમાં ૧૨૫ વર્ષનું.
ઉતરતે આરે ૨૦ વર્ષનું.

દુસમ આરો એટલે દુઃખનો જ આરો. આ આરો દુઃખથી ભરપૂર રહે છે. આ આરામાં દુઃખ વધ્યાજ કરે છે. આ આરામાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શના પર્યવો એકદમ ઓછા થઇ જાય છે.

આ આરામાં સુખ, દેહમાન, આયુષ્ય ઓછાં થવાની ઝડપ વધે છે. એટલે સુખ તદ્દન ઓછું થઇ જાય છે, છેવટે નષ્ટ થઇ જાય છે, મનુષ્યની ઉંચાઇ પણ ઓછી થતી જાય છે તેમજ આયુષ્ય પણ બહુ જ ઓછું થઇ જાય છે. ફક્ત દુઃખજ વધ્યા કરે છે.

આ આરાને અંતે સમ્યગ્ જ્ઞાન તેમજ સૂત્રશાસ્ત્ર પણ નષ્ટ થઇ જાય છે. એટલે ધર્મ પણ નષ્ટ થાય છે અને રાજ્યસત્તા પણ નષ્ટ થાય છે. આ આરાને અંતે સંવર્તક, સંહારક પવન એવો થાય છે કે તેથી પહાડ, પર્વત, ગઢ, કોટ, ઝાડ વિ. ભાંગી–તૂટી પડીને જમીનદોસ્ત થઈ જાય છે. વાવ, કુવા, સરોવર, સુરાઇને સપાટ થઈ જાય છે. બાદર અગ્નિ પણ વિચ્છેદ જાય છે. તેથી વૈદિક ધર્મીઓ આ સ્થિતિને **પ્રલયકાળ** કહે છે.

આ આરામાં ગતિ ચાર હોય છે. કારણ કે મોક્ષગતિ બંધ થઇ જાય છે. પરંતુ ચોથા આરામાં જન્મેલ મનુષ્ય પાંચમાં આરામાં પણ મોક્ષગતિ પામે છે. પાંચમાં આરામાં જન્મેલ મનુષ્ય એ ભવમાં મોક્ષ જઈ શકતો નથી.

## છઠ્ઠો આરો

નામ—**દુસમા દુસમ** (દુઃખમા દુઃખ–અત્યંત દુઃખ)
કાળપ્રમાણ—૨૧ હજાર વર્ષ.
દેહમાન—શરૂઆતમાં એક હાથનું.
આરાને અંતે મુઢા હાથનું.

આયુષ્ય—શરૂઆતમાં ૨૦ વર્ષનું.
આરાને અંતે ૧૬ વર્ષનું

આ આરામાં અત્યંત દુઃખ ભોગવવાનું હોય છે.

આ આરામાં ૭ વર્ષની સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. ઘણાં છોકરા થાય છે. આ આરામાં ફક્ત ગંગા અને સિંધુ એ બેજ નદી વહે છે. અને તે બન્નેનો પટ ગાડીના ચીલા જેટલો અને તેમાં પાણી ખાડાની ધરી બૂડે તેટલું જ વહે છે. માણસોને નદીના કાંઠા ઉપરના કોતરોમાં રહેવું પડે છે.

આ આરામાં નવકાર મંત્ર, સમ્યકત્વ, વ્રતપચ્ચખાણ રહિત સમયના ...

અવસર્પિણીના ૭ આરા પૂરા થયા પછી ઉત્ક્રમ આવે છે. અને ઉત્સર્પિણી કાળનો આરંભ થાય છે. તેના પણ ૭ આરા છે. પણ તેનો ક્રમ અવસર્પિણીથી ઉલટો છે. એટલે અવસર્પિણીના છઠ્ઠા આરા જેવો ઉત્સર્પિણીનો પહેલો આરો હોય છે. અવસર્પિણીનો છઠ્ઠો આરો દુઃખમાં વધતો જાય છે ત્યારે ઉત્સર્પિણીના પહેલા આરામાં દુઃખ ઓછું થતું જાય છે, કારણ કે હવે ઉત્ક્રમ શરૂ થાય છે. દિવસે દિવસે સ્થિતિ સુધરતી જાય છે. એટલે પહેલા આરાના અંતની સ્થિતિ અવસર્પિણીના છઠ્ઠા આરાની શરૂઆત જેવી હોય છે. એ પ્રમાણે ઉત્ક્રમ થતાં એટલે સ્થિતિ સુધરતાં સુધરતાં ઉત્સર્પિણીનો છઠ્ઠો આરો અવસર્પિણીના પહેલા આરા જેવો થઈ જાય છે.

આ પ્રમાણે અવસર્પિણીના ૭ આરા અને ઉત્સર્પિણીના ૭ આરા મળી કુલ બાર આરાનું એક કાળચક્ર થાય છે અને આવા અનંત કાળચક્ર વહી ગયા અને તે પ્રમાણેજ વહી જશે. આ કાળચક્ર સમજવા માટે અહીં કાળચક્રનું ચિત્ર આપ્યું છે

જૈન ધર્મે જેમ કાળના વિભાગ કરી તેને 'આરા' એવું નામ આપ્યું છે તે પ્રમાણે વૈદિક ધર્મે પણ જુદી રીતે કાળના વિભાગો કર્યા છે અને એ જુદા જુદા વિભાગો [illegible] નામના




'યુગ' ઠરાવ્યા છે. જૈન ધર્મના છ આરાને બદલે વૈદિક ધર્મમાં ચાર યુગ છે તેના નામ—(૧) સત્યયુગ (૨) ત્રેતાયુગ (૩) દ્વાપરયુગ અને (૪) કલિયુગ એમ ચાર યુગ છે. જૈન ધર્મના આરાની સાથે યુગને સરખાવવા હોય તો કાંઇક આવી રીતે મૂકી શકાય—

સત્યયુગ=અવસર્પિણીનો પહેલો તથા બીજો આરો.
ત્રેતાયુગ= „ ત્રીજો આરો.
દ્વાપરયુગ= „ ચોથો આરો.
કળિયુગ= „ પાંચમો તથા છઠ્ઠો આરો.

જૈન ધર્મ આ વિશ્વને અનાદિ અનંત માને છે ત્યારે વૈદિક ધર્મ તેને સાદિ-સાંત માને છે. તેઓ વિશ્વના આરંભથી તેના અંત સુધીના આખા કાળને કલ્પ કહે છે. આ કલ્પના ૧૪ ભાગ પાડે છે. તેને 'મનુ' એવું નામ આપે છે. એટલે ૧ આખા કલ્પમાં ૧૪ મનુ થાય છે. હવે મનુના ૭૧ ભાગ પાડે છે તે દરેક ભાગને મહાયુગ કહે છે. આ મહાયુગને વળી ચાર વિભાગમાં વહેંચી નાંખે છે. તે ચાર વિભાગ એટલે ઉપર પ્રમાણે ચાર યુગ એટલે તેનું એકંદર કોષ્ટક નીચે પ્રમાણે કરી શકાયઃ—

૪ યુગ =૧ મહાયુગ.
૭૧ મહાયુગ =૧ મનુ.
૧૪ મનુ =કલ્પ.
કલ્પ=વિશ્વના આરંભથી અંત સુધીનો કાળ.

ઇશ્વરને કર્તા માનવાથી તેને વિશ્વનો પણ કર્તા વૈદિક ધર્મને માનવો પડ્યો છે. એટલે વિશ્વની ઉત્પત્તિ-શરૂઆત-આદિ પણ માનવી જ પડે અને તેથી તેનો અંત પણ માનવો પડે. બરાબર જોતાં તેમનો એક મહાયુગ જૈન ધર્મના અર્ધા કાળચક્રને મળતો આવે છે. જૈન ધર્મ જેમ અનંત કાળચક્ર થયા અને થશે એમ માને છે ત્યારે વૈદિક ધર્મ વિશ્વની હસ્તી એક કલ્પની જ એટલે લગભગ ૫૦૦ કાળચક્ર જેટલી જ માને છે.

---

## પ્રકરણ ૩ જું

# જૈન શાસ્ત્રમાં કાળનું માપ

આગલા પ્રકરણમાં કાળની ગણત્રી કરનારા કાળના માપના કેટલાક શબ્દો આવેલા છે. જૈન શાસ્ત્રમાં, જૈન સાહિત્યમાં કાળનાં માપનાં આવા અનેક જુદા જુદા શબ્દો આવે છે. તેના પ્રમાણની પૂરેપૂરી ખબર ન હોય તો વસ્તુસંબંધ બરાબર સમજાતો નથી. તેથી જૈન શાસ્ત્રોમાં કાળનું માપ આપેલું છે તેનું કોષ્ટક અત્રે આપેલું છે.

કાળના મુખ્ય બે ભાગ છે:—

(૧) વ્યવહાર કાળ અને (૨) નિશ્ચયકાળ.

### વ્યવહાર કાળ

ત્રિકાળજ્ઞ, સર્વજ્ઞ એવા મહાન પ્રભુ થી તીર્થંકર દેવે પોતાના જ્ઞાનમાં પ્રત્યક્ષરૂપે જે ક્ષેત્ર (લોક અને અલોક) ની ભૂગોળ જોએલ છે, તેમાં લોક નામના એક ક્ષેત્રમાં બરાબર મધ્યભાગે તિર્યંક્લોક (ત્રિછાલોક=મધ્યલોક) નામે એક ખંડ જોયો. જેમાં અસંખ્યાતા દ્વીપો અને અસંખ્યાતા સમુદ્રો છે. તેમાં બરાબર મધ્યભાગે જંબુ નામે એક દ્વીપ છે. અને તે પછી સમુદ્ર, દ્વીપ, સમુદ્ર, દ્વીપ અને ઉત્કૃષ્ટ લગી અસંખ્યાતી દ્વીપ-સમુદ્રની રચના છે.

આમાં જંબુદ્વીપ અને તે પછીનો એક ધાતકી દ્વીપ અને તે પછીનો અર્ધ પુશ્કર દ્વીપ એમ અઢી દ્વીપની રચના છે. તે અઢી દ્વીપની ઉપર આકાશમાં આવેલા જે જે સૂર્ય, જે જે ચંદ્ર, જે જે ગ્રહો, નક્ષત્રો, તારાઓ છે જૈન જ્યોતિષ ચક્ર કહે છે. તે તમામ અમુક નિયમિત ગતિએ ફર્યા કરે છે. એથી અઢી દ્વીપમાં રાત્રિ-દિવસ વગેરે કાળની રચના સ્વાભાવિક થાય છે અને પ્રત્યક્ષ દેખાય છે. આ રચનાના કાળને વ્યવહાર કાળ કહે છે.

અઢી દ્વીપની બહાર કોઈપણ સ્થળે આવો વ્યવહાર કાળ નથી. છતાં ત્યાં ત્યાં પણ આ વ્યવહાર કાળથી જ કેટલીક ગણતરી થાય છે.

## નિશ્ચય કાળ

કોઈપણ દ્રવ્યના **વર્તના** આદિ પર્યાય તેજ નિશ્ચયકાળ છે. એ નિશ્ચયકાળના વર્તના, પરિણામ, ક્રિયા, પરત્વ, અપરત્વ એવા પાંચ પર્યાય છે. નિશ્ચયકાળની સ્પષ્ટ વ્યાખ્યા જ્ઞાની સદ્‌ગુરુ પાસેથી સમજવી. તેમજ કાળ એ દ્રવ્ય છે કે નહિ તે તથા કાળને **અસ્તિકાય** શબ્દ લાગે કે નહિ વગેરે કાળ દ્રવ્યની વિશેષ સૂક્ષ્મ વિચારણા પણ તેવા સુચેતન ગુરૂ મહાશયથી જાણવી, સમજવી, હૃદયે ઉતારવી. અને એ કાળ આપણને હવે જન્મ મરણ ન કરાવે અથવા આપણી ભૂલનો લાભ ન લીએ અગર એ કાળમાં જન્મ મરણ આદિ ક્રિયા આપણી ન જ હોય તેવી દશા પ્રાપ્ત કરવી.

અઢી દ્વીપ અને બહાર નિશ્ચયકાળ સર્વત્ર છે.

હવે વ્યવહારના ભેદ જૈન શાસ્ત્રમાં નીચે પ્રમાણે છે. કાળનો સૌથી નાનામાં નાનો અણુ-ભાગ, જેના બે ભાગ કોઇથી કદાપિ અને કયાંય થઇ શકે નહિ તેવા અવિભાજ્ય, અરૂપી, સૂક્ષ્મકાળને

**સમય** કહે છે. કાળની ગણતરીની શરૂઆત આ સમયથી થાય છે. એ સમય એ કાળનો **એકમ** છે.

ગણી શકાય તે કાળને સંખ્યાતા કાળ અને ન ગણી શકાય તેને અસંખ્યાતા કાળ કહે છે. સંખ્યાતા કાળનો નાનામાં નાનો કાળ તે **સમય** અને મોટામાં મોટો કાળ તે **શીર્ષપ્રહેલિકા.** વ્યવહારકાળ અનંત શીર્ષપ્રહેલિકાનો બનેલો છે.

## જૈન દૃષ્ટિએ કાળગણત્રીનું કોષ્ટક

| | | |
|---|---|---|
| ૧. | સમય | કાળનો નાનામાં નાનો પરમાણુ–એકમ; જેનાથી નાનો કાળ છે જ નહિં. |
| ૨. | ૨ થી ૯ સમય | ૧ જઘન્ય અંતર્મુહુર્ત = ૧ સમય પૃથક્ત્વ. |
| ૩. | ૧ મુહૂર્તમાં ૧ સમય ઓછો | =૧ ઉત્કૃષ્ટું અંતર્મુહુર્ત. |
| ૪. | અસંખ્યાત સમય | ૧ આવલિકા. |
| ૫. | ૨૫૬ આવલિકા | ૧ ક્ષુલ્લક ભવ. |
| ૬. | ૪૪૪૬ $\frac{૨૪૫૮}{૩૭૭૩}$ આવલિકા | ૧૭॥ ક્ષુલ્લક ભવના કાળથી વધુ થાય તે. |
| ૭* | ૧૭॥ ક્ષુલ્લક ભવ | ૧ શ્વાસોશ્વાસ=૧ પ્રાણ. |
| ૮. | ૬૫૫૩૬ ક્ષુલ્લક ભવ | ૧૬૭૭૭૨૧૬ આવલિકાથી અધિક =૧ મુહુર્ત=૨ ઘડી. |
| ૯. | ૭ પ્રાણ | ૧ સ્તોક (થોક) |
| ૧૦. | ૭ થોક | ૧ લવ. |
| ૧૧. | ૩૮॥ લવ | ૧ ઘડી=૨૪ મિનિટ. |

*સંખ્યાત આવલિકા—૧ પ્રાણ–ઉચ્છ્વાસ (તેવી જ રીતે નિશ્વાસ).

શ્રી મહાવીર સ્વામીના વખતમાં પણ વૈદિક બ્રાહ્મણો જૈન ધર્મીઓ સાથે વૈમનસ્ય ઉત્પન્ન કરતા પરંતુ સર્વજ્ઞ પ્રભુ વિદ્યમાન હોવાથી એ વૈમનસ્ય ટકતું નહિ અને વૈમનસ્ય ઉત્પન્ન કરનાર ફાવતા નહિ. પરંતુ શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પછી કેટલાક કાળે સંજોગાનુસાર વૈદિક બ્રાહ્મણોનું જોર વધ્યું અને તેઓએ વૈદિક ધર્મને શ્રેષ્ઠ પુરવાર કરવાના પ્રયત્નો કર્યા ત્યારે વૈદિક બ્રાહ્મણો કે જેમણે જૈન દીક્ષા લીધેલી તેમણે જ સામના કરેલા. આ જૈન શ્રમણો મહાન પંડિત હતા મૂળ વૈદિક ધર્મી હોઈ, વેદ પારંગત હતા અને જૈન ધર્મની મહાનતા અને શ્રેષ્ઠતા અનુભવ્યા બાદ જૈન ધર્મની તેઓએ દીક્ષા લીધેલ હતી. તેઓએ વેદ પુરાણોમાં આવેલા જૈનધર્મ તથા જૈન તીર્થંકરો વિગેરેના ઉલ્લેખો બતાવી જૈન ધર્મની પ્રાચીનતા અને શ્રેષ્ઠતા પુરવાર કરી હતી.

વેદ પુરાણોમાંના આ ઉતારાઓનો સંગ્રહ કરાએલો તે પરંપરાગત આપણને વારસામાં મળેલો છે અને તે ઘણા ગ્રંથ ભંડારોમાં અત્યારે પણ મોજુદ છે. તેમાંના ઘણા ઉતારાઓ જુદા જુદા પુસ્તકોમાં પ્રસિદ્ધ થએલા છે. તેમાંનો થોડોક સંગ્રહ અહિં નીચે આપેલો છે કે જેથી શંકાશીલ બન્ધુઓને જૈનધર્મની મહાનતા તેમજ પ્રાચીનતાની ખાત્રી થાય.

વેદ, પુરાણોમાં ઋષભદેવ વિગેરે જૈન તીર્થંકરોના ઘણા મંત્રો છે તેમાંથી થોડાક અત્રે આપેલા છે.

### ઋગ્વેદમાંના ઉલ્લેખો

સર્વ પ્રથમ આપણે ઋગ્વેદમાંના મંત્રો ઉપર ધ્યાન આપશું.

અધ્યાય ૩૦ ની ૩૦ મી ગાથામાં લખ્યું છે કે—

१

आदित्या न्वमसि आदित्य सद आसीत्
अस्तभ्नाद्द्यां वृषभोऽन्तरिक्षं अमिमीते वरीमाणं ।
पृथिव्याः आसीन् विश्वा भुवनानि सम्राड्विश्वे
तानि वरुणस्य व्रतानि ॥ ३० अ. ३०

અર્થ—તુ અખંડ પૃથ્વી મંડળના સારરૂપ છે. પૃથ્વીતળનું ભૂષણ છે. દિવ્ય જ્ઞાન વડે આકાશને માપે છે એવા હે ઋષભનાથ સમ્રાટ આ સંસારમાં જગરક્ષક વ્રતોનો પ્રચાર કરે

२

मरुत्वं त वृषभं वावृधानमकवारि दिव्य
शासनमिन्द्र विश्वा साहम वसे नूतनायोग्रासदोदा
मिहंताह्वयेमः ॥ ३६ । अ० ७-३-३-११ ॥

૪

अर्हता वे सुदानवो नरो असो भिसा स प्रयज्ञं यज्ञियेभ्यो दिवो अर्चा मरुद्भ्यः ॥ अ. ५. अ. वर्ग ८ ॥

અર્થ—જે ધનુષ્યાકાર અનંતદાન દેવાવાળા અને સર્વજ્ઞ અર્હંત છે તે પોતાની પૂજા કરનારાઓની પૂજા દેવતા વડે કરાવે છે.

૫

ॐ त्रैलोक्यप्रतिष्ठितानां चतुर्विंशति तीर्थंकराणाम् । ऋषभादि वर्धमानान्तानां सिद्धानां शरणं प्रपद्ये ॥

અર્થ—ત્રણેય લોકમાં પ્રતિષ્ઠિત શ્રી ઋષભદેવથી વર્ધમાન સુધીના ચોવીશ તીર્થંકરો જેઓ સિદ્ધ થયા છે તેમનું હું શરણ ગ્રહું છું.

૬

मरुत्वान् इन्द्र वृषभो रणायपि वासो मनुष्य जघ्यं मदाय आसिचस्व जठरे मध्वा उर्मित्वा राजासि प्रतिपत् सुताना ॥ ३८ । अ. ७-३-३-११ ॥

હે ઋષભનાથ ભગવાન ! ઉદર તૃપ્તિને માટે સોમ રસના પિપાસુ મારા ઉદરમાં મધુ ધારા સિંચન કરો ! આપ આપના પ્રજારૂપ પુત્રોને આ વિષમ સંસારમાંથી તારવાને ગાડી સમાન છો.

૭

समिध्धस्य प्ररमहसोऽग्ने वन्दे तव श्रियं वृषभोगम्भवा नसिम मध्वरेष्विध्यस ॥ ९ ॥ अ. ५ अ. ३ व. ६-९-१-२२ ॥

હે ઋષભદેવ, આપ આપની પૂજા કરવાવાળાને લક્ષ્મી આપો છો. તેથી હું આપને નમસ્કાર કરૂં છું અને આ યજ્ઞમાં આપની પૂજા કરૂં છું.

૮

अर्हन्बिभर्षि सायकानि धन्वार्हन्निष्कं यजतं
विश्वरूपम् अर्हन्निदं दयसे विश्वं भवभुवं न वा
आगीयो रुद्रत्व दस्ति ॥

॥ ऋ. अ. २ अ. ७ व. २७ ॥

હે અર્હન્દેવ! તમે ધર્મરૂપી બાણને, સદુપદેશરૂપી ધનુષ્યને, અનંત જ્ઞાનાદિરૂપ આભૂષણોને ધારણ કર્યાં છે. હે અર્હન્, કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી આપ જગત પ્રકાશક બન્યા છો, સંસારી જીવોના આપ રક્ષક છો, કામક્રોધાદિ શત્રુઓના ભયંકર સંહારક છો. આપ સમાન બીજો કોઇ બળવાન નથી.

૯

ॐ पवित्रं नग्नमुपवि प्रसामहे
येषां नग्ना (नग्नये) जातिर्येषां वीराः ॥

અર્થ—જેમની જાતિ નગ્ન રહે છે તથા જેઓ બળયુક્ત વીર છે એવા પવિત્ર નગ્ન (દિગંબર) દેવોને અમે પ્રસન્ન કરીએ છીએ.

જૈન તીર્થંકર દેવો દિગંબર રહેતા તેમને ઉદ્દેશીને કહેલ છે.

૧૦

ॐ नग्नं सुधीरं दिग्वाससं ब्रह्मगर्भं सनातनं
उपैमि वीरं पुरुषमर्हतमादित्यवर्णं तमसः पुरस्तात्
स्वाहा ॥

અર્થ—નગ્ન ( દિગંબર ), સુધીર, દિશા જેનું નિવાસ સ્થાન છે તે, બ્રહ્મરૂપ, સનાતન, વીર, અર્હંત, આદિત્યવર્ણ પુરુષનું શરણ ગ્રહું છું.

આ સર્વ વિશેષણો જૈન તીર્થંકરોનાં છે.

૧૧

येषा नग्नसुनग्नं ब्रह्मसु ब्रह्मचारिणे उदिते न मनसा अनुदितेन मनसा देवस्य महर्षयो महर्षिभिर्जहेति याजकस्य च सा एषा रक्षा भवतु शांतिर्भवतु तुष्टिर्भवतु शक्तिर्भवतु स्वस्तिर्भवतु श्रद्धाभवतु निर्व्याजंभवतु (यद्येषु मूलमंत्र एप इति विधिकंदल्यां.) ॥

१२

ऋषभ एव भगवान् ब्रह्मा भगवता ब्रह्मणा स्वयमेवा चीर्णानि ब्रह्माणि तपसा च प्राप्तः परंपदम् (आरण्यके)

१३

नयेदिवः पृथिव्यां अंतमापुर्न मायाभिर्धनदा पर्यभुवन् युर्जं, वंजवृषभश्चक्रेइन्द्रो निर्ज्योतिषा तमसोगा अदुक्षत् ॥

३० प. २३ ऋग्वेद १ । ३ । २ ॥

१४

इमस्तोम अर्हते जातवेदसे रथं इव संमहेयम मनीषया भद्राहि न प्रमंति अस्य संसदि अग्ने सख्येमारिषा भवयं तवः ॥

३० मं. प. ८९ । ३-२-३०.

આ ઉપરથી એમ પણ ફલિત થાય છે કે વેદો મહાવીર સ્વામીના વખત પછી રચાયા છે

## યજુર્વેદમાંના ઉલ્લેખો

હવે યજુર્વેદમાં પણ જોઇએ. શ્રી ઋષભદેવ ભગવાન માટે તો દરેક વેદોમાં ઘણું લખાયું છે પણ ઇતર તીર્થંકરો-જિનેશ્વરો માટે પણ જે લખાયું છે તેમાંથી થોડાંક ફકરાઓ અત્રે જોશું.

૧

याजस्थनु प्रसव आवभूवेमा च विश्व
भुवनानि सर्वतः। स नेमिराजा परियाति विद्वान
प्रजां पुष्टि वर्धय मानो अस्मे स्वाहाः ॥
अ. १९ मं० २५ ॥

અર્થ—ભાવ યજ્ઞને પ્રગટાવનાર આ સંસારમાં સર્વ જીવોને સર્વ પ્રકારે યથાર્થરૂપે જે સર્વજ્ઞ નેમિનાથ બનાવે છે, જેમના ઉપદેશથી જીવાત્માની પુષ્ટિ થાય છે તે નેમિનાથ તીર્થંકરને આ આહુતિ સમર્પણ છે.

૨

आतिथ्यरूपं मासरं महावीरस्य नग्नहु ॥
रूपामुपास दामेत तिथो रात्रोः सुरा सुताः ॥
अ. १९ मं. १४ ॥

અર્થ—અતિથિ સ્વરૂપ, માસ માસના ઉપવાસ કરનાર, નગ્ન સ્વરૂપ મહાવીર સ્વામીની ઉપાસના કરો જેથી સંશય, વિપર્યય, અનધ્યવસાયરૂપ ત્રણ અજ્ઞાન તેમજ ધનમદ, શરીરમદ, વિદ્યામદની ઉત્પત્તિ થતી નથી.

૬

ॐ स्वस्तिनः इन्द्रो वृद्धश्रवा स्वस्तिनः पूषा
विश्ववेदाः स्वस्तिनास्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्तिनो
बृहस्पतिर्दधातु ॥ (યજુર્વેદ ( આરણ્યક ) અ. ૨૫–૧૯
તથા ઋગ્વેદ અષ્ટક ૧. અ. ૬ વર્ગ ૭૬)

અર્થ—ધનેશ્વર શ્રી કુબેર ભગવાન અમારૂં કલ્યાણ કરો. વિશ્વવેત્તા શ્રી સૂર્ય ભગવાન અમારૂં કલ્યાણ કરો, શ્રી અરિષ્ટનેમિ ભગવાન અમારૂં કલ્યાણ કરો, બૃહસ્પતિ અમારૂં કલ્યાણ કરો.

૭

दीर्घायुस्त्वाय बलायुर्वा शुभजातायु ॐ रक्ष
रक्ष अरिष्टनेमि स्वाहा ॥ (બૃહદ્ આરણ્યક)

અર્થ—હે અરિષ્ટનેમિ ! ભગવાન ! તમને આહુતિ આપું છું, તો મને દીર્ઘાયુષ્ય, બળ તથા શુભ મંગળ આપો અને મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો !

૮

वामदेव सांत्यर्थं मनुविधीयते सोऽस्माकं
अरिष्टनेमि स्वाहा ॥

અર્થ—વામદેવની શાંતિને અર્થે અમારા અરિષ્ટનેમિ ભગવાનને વિધિ સહિત આહુતિ આપું છું.

૯

तरणिरित्सपासति वीज पुरंध्याः युजाआव
इन्द्र पुरुहूत नमोगिरा नेमि तष्टेव शुभ्रं ॥ २० अ.
५ अ. ३. च. २७ ॥ ३ म. १ । ॥

१०

ककुभरुपं वृषभस्य रोचते बृहच्छुकः शुक्रस्य पुरोगो सोम् सोमस्य पुरोगोः एत्ते सोमादाभ्यं नाम जागृवि तस्मै त्वागृह्णामि तस्मै तं साम सोमाय स्वाहा ॥

આ સર્વ મંત્રો પણ નેમિનાથ સ્વામી તથા મહાવીર સ્વામી બાદ રચાયા હોય તે પ્રમાણે છે. એટલે વેદો મહાવીર સ્વામી પછી રચાયા છે તે પુરવાર થાય છે

## સામવેદમાંના ઉલ્લેખો

સામવેદમા પણ ઋષભદેવ વિગેરે જૈન તીર્થંકરોના ઘણા મંત્રો, ઉલ્લેખો છે તેમાના થોડાક અત્રે આપેલા છે.—

अप्पादादि मेयथामन रोदसी इमा य विश्वा भुवनानि मन्मना यूथेन निष्टा वृषभो विराजास ॥ अ. ३-१-११ ॥

सत्राहणं दाधृषिं तुम्रमिन्द्रं महामपारं वृषभं, सुवज्रंह तापोयश्राहा सनिता तं वाजं दातामघानं मघवा सुराधाः ॥ अ. १. मं. १ ॥ १०३ । पृ. ९ -१-९.

આ સિવાય પણ ઘણા ઉદ્દરણો અત્રે રજુ કરી શકાય. વેદો માટે શ્રી દયાનંદ સરસ્વતીએ "સત્યાર્થ પ્રકાશ" માં લખ્યું છે તેમ તે ઈશ્વર રચિત નથીજ પણ ૠષિ મુનિઓના તત્વજ્ઞાન રૂપેજ છે. તે સિવાય પણ ઉપરના વેદ વાક્યો જો

વસ્તુને સ્પષ્ટ બતાવે છે કે જૈનધર્મ વૈદિક ધર્મથી પ્રાચીન છે તેમજ વેદની રચના પણ મહાવીર સ્વામી પછી થઇ હોય એવું લાગે છે.

વેદ બાદ પુરાણો રચાયા. જુદા જુદા પુરાણોમાં પણ જિન, અર્હંત, જૈન વિ. શબ્દો આપણી નજરે ચઢે છે જે જૈનધર્મની મહત્તા અને પ્રાચીનતા સિદ્ધ કરે છે.

## શિવપુરાણમાંના ઉલ્લેખો

શિવપુરાણની ૫૯ મી ગાથા આ પ્રમાણે છે—

**कैलासे पर्वते रम्य वृषभोऽयं जिनेश्वरः ।**
**चकारस्यावतारं च सर्वज्ञः सर्वगः शिवः ॥**

અર્થ—કેવળજ્ઞાન દ્વારા સર્વવ્યાપી કલ્યાણસ્વરૂપ, સર્વ જ્ઞાતા એવા શ્રી ઋષભનાથ જિનેશ્વરે મનોહર (હિમાલયના) કૈલાસ પર્વત ઉપરથી મુક્તિ મેળવી છે. કૈલાસ પર્વતને જૈનો અષ્ટાપદ કહે છે. આ પર્વતનુ શિખર બારે માસ બરફથી ઢંકાયલુ રહે છે તેથી તેને રજતાદ્રિ અથવા સ્ફટિકાચલ પણ કહે છે.

જૈનોના ચિન્હ માટે પણ શિવપુરાણના અધ્યાય ૨૧ ના શ્લોક ૨૫–૨૬ મા કહેલ છે કે —

हस्ते पात्रं दधानश्च तुण्डे वस्त्रस्य धारकः ।
मलिनान्येव वासांसि धारयन्तोऽल्प भाषिणः । २५ ॥

धर्मोलाभः परं तत्र वदन्तस्ते तथा स्वयम् ।
मार्जनी धार्य माणास्ते वस्त्र खण्ड विनिर्मिताम् । २६ ॥

અર્થ—હાથમાં પાત્રને ધારણ કરનાર, નાસિકા આગળ વસ્ત્રને ધરનાર, મલિન વસ્ત્રવાળાં, થોડું બોલનારા, ધર્મનો લાભ જ પરમ તત્ત્વ છે એમ બોલનારા તથા પોતે કપડાથી બનેલ માર્જણી (રજોહરણ) ધારણ કરનાર મુનિ સ્થિત થયા.

## બ્રહ્માંડ પુરાણમાંના ઉલ્લેખો

नाभिस्तु जनयेत्पुत्रं मरुदेव्यां मनोहरं ।
ऋषभ क्षत्रिय श्रेष्ठं सर्व क्षत्रस्य पूर्वजम् ॥

ऋषभाद् भरतो जज्ञे वीर पुत्र शताग्रजः ।
अभिषिच्य भरतं राज्ये महाप्राव्रज्यमाश्रितः ॥

ભાવાર્થ—નાભી રાજાને મરૂદેવીથી મનોહર, ક્ષત્રિઓમાં પ્રધાન, સમસ્ત ક્ષત્રિયોના વંશનો પૂર્વજ એવો ઋષભ નામનો પુત્ર થયો. ઋષભદેવને એકસો શૂરવીર પુત્રોમાં સહુથી મોટો ભરત નામનો પુત્ર થયો. તે ભરતનો રાજ્યાભિષેક કરીને ઋષભદેવે દીક્ષા લીધી.

इह हि इक्ष्वाकु कुल वंशोद्भवेन नाभिसुतेन
मरुदेव्या नन्दनेन महादेवेन ऋषभेण दश प्रकारो
धर्मः स्वयमेवाचीर्णः केवलज्ञान लाभाच्च प्रवर्तितः ॥

અર્થાત્–આ ઇક્ષ્વાકુ કુલ વંશમા ઉત્પન્ન થયેલા નાભિ રાજા તથા મરૂદેવીના પુત્ર ઋષભદેવે (ક્ષમા, માર્દવ, આર્જવ, સત્ય, શૌચ, સંયમ, તપ, ત્યાગ, અકિંચન્ય અને બ્રહ્મચર્ય એમ) દશ પ્રકારનો ધર્મ સ્વયં ધારણ કર્યો, આચર્યો અને કેવળજ્ઞાન મેળવીને તેનો પ્રચાર કર્યો.

## સ્કંદ પુરાણમાંના ઉલ્લેખો

સ્કંદ પુરાણમાં ઋષભનાથનું ધ્યાન ધરવા માટે નીચે મુજબ શ્લોક છે.—

स्पर्षेया शत्रुञ्जं तीर्थं नत्वारैवतकाचलम् ।
स्नात्वा गजपदे कुण्डे पुनर्जन्म न विद्यते ॥
सर्वज्ञः सर्वदर्शी च सर्वदेव नमस्कृतः ।
छत्रत्रयामि संयुक्तां पूज्यां मूर्तिमसौ वहन् ॥
आदित्य प्रमुखा सर्वे बध्याञ्जलयईदृशं ।
ध्यायन्ति भावतो नित्यं यदङिघ्रयुगनीरजम् ॥
परमात्मानमात्मानं लसत्केवल निर्मलम् ।
निरंजन निराकार ऋषभन्तु महाऋषिम् ॥

અર્થ—શત્રુંજય તીર્થનો સ્પર્શ કરીને, ગિરનાર પર્વતને નમસ્કાર કરીને ગજપદના કુંડમાં નાહવાથી ફરીથી જન્મ લેવો પડતો નથી. ઋષભદેવ સર્વજ્ઞ, સર્વદર્શી તેમજ બધા દેવો વડે પૂજનીય છે ત્રણે લોકોના સંયુક્ત છત્રરૂપે પૂજ્ય મૂર્તિધારક એવા ઋષભદેવનું બે હાથ જોડી અંજલિ વડે આદિત્ય આદિ સુરનર પ્રણામ કરે છે, ધ્યાન ધરે છે, જે નિત્ય, નિરંજન, નિરાકાર છે, પરમાત્મા સ્વરૂપ છે કેવળજ્ઞાન વડે નિર્મળ થએલ છે એવા ઋષભદેવ મહાઋષિ છે.

## નાગપુરાણમાંના ઉલ્લેખો

નાગપુરાણ પણ ઋષભદેવની મહત્તા નીચે મુજબ બતાવે છેઃ—

૧

*अष्टषष्टिषु तीर्थेषु यात्रायां यत्फलं भवेत् ।*
आदिनाथस्य देवस्य स्मरणेनापि तद्भवेत् ॥

અર્થ—જે ફળ અડસઠ (૬૮) તીર્થોની યાત્રા કરવાથી મળે છે તે ફળ આદિનાથ ભગવાનનું સ્મરણ કરવાથી થાય છે.

૨

જૈન સાધુની મહત્તા નાગપુરાણની નીચેની ગાથાઓ ઉપરથી સમજી શકાય તેમ છેઃ—

अकारादि हकारान्तं मूर्ध्वाधोरेक संयुतम् ।
नाद बिन्दु कलाक्रान्तं चन्द्रमण्डल सन्निभम् ॥

एतद्देवि परं तत्त्वं यो विजानाति तत्वतः ।
संसार बंधनं छित्वा स गच्छेत्परमां गतिम् ॥

અર્થ—જેનો પ્રથમ અક્ષર 'અ' અને અંતમાં 'હ' છે જેની ઉપર અર્ધો રેફ તથા ચંદ્રબિંદુ સમાન ચિન્હ છે એવા 'अर्हं' ને કોઈ સાચા સ્વરૂપે જાણી લે તો તે ભવ બંધનથી મુક્ત થઈને પરમ ગતિમાં ચાલ્યો જાય છે

૩

दशभिर्भोजितैर्विप्रैः यत्फलं जायते कृते ।
मुनिमर्हन्त भक्तस्य तत्फलं जायते कलौ ॥

અર્થ—કૃતયુગમાં દશ બ્રાહ્મણોને જમાડવામાં જે ફળ થાય છે તે ફળ કળિયુગમાં અર્હંતના ભક્ત એક મુનિને અર્થાત્ જૈન સાધુને ભોજન આપવાથી થાય છે.

૪

दर्शयन् वर्त्मवीराणां सुरासुर नमस्कृतः ।
नीतित्रयस्य कर्तायो युगादौ प्रथमो जिनः ॥

सर्वज्ञः सर्वदर्शीच सर्वदेव नमस्कृतः ।
छत्रत्रयीभिरापूज्यो मुक्तिमार्गमसौ वदन् ॥
आदित्य प्रमुखाः सर्वे बद्धांजलिभिरीशितुः ।
ध्यायंति भावतो नित्यं यदंघ्रि युग नीरजम् ॥
कैलास विमले रम्ये ऋषभो यं जिनेश्वरः ।
चकार स्वावतारं यो सर्वः सर्वगतः शिवः ॥

અર્થ—જેમણે વીર પુરુષોને માર્ગ બતાવ્યો છે, જેમને સુર અને અસુર દેવતાઓ નમસ્કાર કરે છે અને જેઓ ત્રણ પ્રકારની નીતિના બતાવનાર છે એવા પ્રથમ જિન (આદિનાથ ભગવાન) યુગની શરૂઆતમાં થયા.

સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વ દેવોથી પૂજાતા, ત્રણ છત્ર ધારણ કરનારા, મોક્ષનો માર્ગ બતાવનારા, સૂર્ય પ્રમુખ સર્વ દેવો હાથ જોડી નમસ્કાર કરી ભાવથી હમેશાં જેમનું ધ્યાન ધરે છે, જે સર્વના કલ્યાણરૂપ અને સર્વવ્યાપી છે એવા શ્રી ઋષભદેવ જિનેશ્વરે રમણીય અને નિર્મળ કૈલાસ પર્વત ઉપર સ્વ અવતાર ધારણ કર્યો, નિજરૂપ ધારણ કર્યું, મોક્ષ પ્રાપ્ત કર્યો.

ઋષભદેવ બાદ પુરાણોમાં ભગવાન નેમિનાથનું વધારે વર્ણન મળે છે કારણ કે લગભગ ૧૮ પુરાણોના રચયિતા મહર્ષિ વ્યાસને મહાભારતના સમકાલીન માનવામાં આવે છે એટલે કે વ્યાસ મુનિને આપણે નેમિનાથ સ્વામીના સમયની આસપાસમાં થએલા માની શકીએ છીએ.

## પ્રભાસ પુરાણમાંના ઉલ્લેખો

પ્રભાસ પુરાણમાં દ્વારિકા નગરી અને નેમિનાથ માટે નીચે મુજબ લખાણ છેઃ—

ચરિત્ર છે તે નામો તથા પ્રસંગો સહિત ઘણું ખરૂં જૈનોના આદિ તીર્થંકર ભગવાનના ચરિત્રને મળતું આવે છે. એટલું ખરૂં કે ભાગવતમાંની ભાષા જૈન રીતિથી જુદી પડે છે પણ તે તો સ્વાભાવિક છે. નિષ્પક્ષપાતપણે અન્વેષણ કરવામાં આવે તો કોઇને પણ ખાત્રી થાય તેમ છે કે ભાગવતમાના ઋષભદેવ તે જૈનોના પહેલા તીર્થંકર શ્રી રૂષભદેવ ભગવાન જ છે.

## યોગાવશિષ્ઠમાં ઉલ્લેખ

મહાભારત પહેલા રામાયણનો કાળ કહેવાય છે અને રામચંદ્રજીના કુળ પુરોહિતદ્વારા વિરચિત "યોગાવશિષ્ટ"ના પ્રથમ વૈરાગ્ય પ્રકરણમાં નીચે મુજબ વર્ણન છેઃ—

**नाहं रामो न मे वांछा भावेषु च न मे मनः ।**
**शान्तिमास्थातुमिच्छामि स्वात्मन्येव जिनो यथा ॥**

અર્થ—હું રામ નથી, મને કોઇ ઇચ્છા નથી, અન્ય કોઇ ભાવોના પદાર્થોમાં મારૂં મન નથી, હું તો જિનદેવની માફક મારા પોતાના આત્મામાંજ શાંતિ સ્થાપન કરવા ઇચ્છું છું

આ ઉપરથી અને જૈન માન્યતા પ્રમાણે રામચંદ્રજીના સમયમાં જૈનધર્મ હતો અને તેઓ વીશમા તીર્થંકરના શાસનમાં જૈન દીક્ષા લઇને મુકત થયા છે.

આ બધા ઉદાહરણોમાંથી એક વસ્તુ સ્પષ્ટ ફલિત થાય છે કે જૈનધર્મનો પ્રભાવ, પ્રસાર અને પ્રચાર રામાયણ–મહાભારત, વેદ–પુરાણ વિ. ગ્રંથોના કર્તાઓના સમયમાં હતો. વેદ મંત્ર "**ऋषभाद्य वर्धमानान्तान् चतुर्विंशति तीर्थंकरान्**" નો અર્થ નિ'પક્ષવેદ પારંગત પણ બદલી શકતા નથી.

ભગવાન ઋષભદેવની ગુણગાથા તો વેદોએ પોતાના ૮ મા કે નવમા અવતાર માનીને ખૂબ જ કરી છે, અને ઋષભદેવનો યુગ અને તેનું ચોક્કસ સમયકરણ કરવું એ પણ એક કઠીન વસ્તુ છે કારણ કે ઇતિહાસ તો ફક્ત ૪ હજાર વર્ષ સુધીનો જ સંશોધિત ઇતિહાસ બતાવે છે. તેના પૂર્વેના ઇતિહાસ બતાવવા માટે અસમર્થ છે. એટલે જૈનધર્મની સ્થાપના તેના ઉદયકાળ વિ. નો કયાસ કાઢવો એ કઠણ તો નહિ પણ અસંભવ જેવુ જ છે.

### બીજા ગ્રંથોમાં ઉલ્લેખો

હનુમાન નાટકમા નીચે પ્રમાણે કહ્યુ છે—

યંશૈવાः સમુપાસતે શિવ, ઇતિ બ્રહ્મેતિ વેદાન્તિનઃ ।
બૌદ્ધા બુધ્ધઇતિ પ્રમાણ પટ્વઃ કર્તેતિ નૈયાયિકાः ॥

અર્હન્નિત્યથ જૈન શાસનરતાः કર્મેતિમિમાંસકાः ।
સોऽયંવો વિદધાતુ વાંચ્છિત ફલં ત્રૈલોક્યનાથપ્રભુઃ ॥

જેની શિવમાર્ગીઓ શીવ કહીને, વેદાન્તિઓ બ્રહ્મ કહીને, બૌદ્ધો બુદ્ધ કહીને, નૈયાયિકો કર્તા કહીને, જૈનો અર્હંત કહીને અને મિમાંસકો કર્મ કહીને ઉપાસના કરે છે તે ત્રણ લોકના સ્વામીનાથ પ્રભુ તમોને તમારા વાંછીત ફળ આપે ! (તમારા મનોરથ સફળ કરે !)

ભર્તૃહરી વૈરાગ્ય પ્રકરણમાં કહે છે કે—

*એકો રાગિષુ રાજતે પ્રિયતમા દેહાર્ધધારી હરી ।*
નિરાગેષુ જિનો વિમુક્ત લલના સંગો ન યસ્માત્પરः ॥

રાગી પુરષોમાં પ્રિયતમા સ્ત્રીના અર્ધા શરીરને ધરવાવાળા (જેનું વામાંગ ગૌરી સ્ત્રી છે એવા) શિવ જ શોભે છે અને વિરાગીઓમાં જેમણે સ્ત્રીઓનો સંગ ત્યજ્યો છે એવા જિનદેવથી વિશેષ કોઇ નથી.

મનુસ્મૃતિમાં :—

कुलादिबीजं सर्वेषां प्रथमो विमलवाहनः ।
चक्षुष्मांश्च यशस्वी चाभिचन्द्रोथ प्रसेनजीत् ॥

मरुदेवी च नाभिश्च भरतः कुलसत्तमः ।
अष्टमो मरुदेव्यां तु नाभेर्जात उरुक्रमः ॥

दर्शयन् वर्त्म वीराणां सुरासुरनमस्कृतः ।
नीतित्रितयकर्त्ता यो युगादौ प्रथमो जिनः ॥

અર્થ—સર્વ કુળોના બીજરૂપ પહેલા વિમળવાહન કુળકર થયા. તે પછી ચક્ષુમાન, યશસ્વી, અભિચંદ્ર, પ્રસેનજિત, મરૂદેવી તથા નાભિ મળી કુલ સાત કુળકર ભારતમાં થયા. આઠમા કુળકર નાભિરાજાથી મરૂદેવીની કૂખે ઉત્પન્ન થયા. તેઓ યુગની આદિમાં વીરોને માર્ગ બતાવનારા, સૂર અસૂરોથી પૂજાતા, ત્રણ પ્રકારની નીતિના રચનારા પહેલા જિન ભગવાન થયા.

અહિંયાં વિમળવાહન આદિ નામો આપેલા છે તે જૈન શાસ્ત્રોમાં આપેલા કુળકરોના નામને મળતા આવે છે, અને મરૂદેવી માતા તથા નાભિ રાજાના પુત્ર શ્રી ઋષભદેવ પહેલા તીર્થંકર થયા છે.

મનુ ભગવાન સત્ય યુગમાં થયા હોવાનું વૈદિક મત માને છે. તો તે વખતે પણ જૈનધર્મ વિદ્યમાન હતો એમ સિદ્ધ થાય છે.

## શાકટાયન વ્યાકરણમાં

ઈ સ ૧૮૯૩ મા મદ્રાસ પ્રેસીડન્સી કોલેજના સસ્કૃત તથા કમ્પેરેટીવ ફાઇલોલોજી (ભાષાશાસ્ત્ર) ના પ્રોફેસર મી ગુસ્તાવ ઓપર્ટે એ શાકટાયન વ્યાકરણ પ્રસિદ્ધ કર્યું છે

પાણીની વ્યાકરણાચાર્ય કરતા ઘણા સમય પહેલા શાકટાયન વ્યાકરણાચાર્ય થઈ ગયા છે પાણીની તેના વ્યાકરણમા શાકટાયનને પોતાના પૂર્વવર્તી તરીકે ગણાવે છે

શાકટાયન વ્યાકરણનુ મગળાચરણ આ પ્રમાણે છે—

**नमः श्री वर्धमानाय प्रबुध्धाशेषय स्तवे ।**
**येन शब्दार्थसंबंधास्सार्वेण सुनिरूपिता ॥**

અર્થ—જે સર્વજ્ઞ પ્રભુએ શબ્દ તથા અર્થના સબધનુ નિરૂપણ કર્યું છે જે સર્વ વસ્તુના સ્વરૂપને જાણે છે એ શ્રી વર્ધમાન પ્રભુ (જૈનોના ચોવીશમા તીર્થંકર) ને નમસ્કાર હો

શાકટાયનાચાર્ય પોતાના વ્યાકરણના દરેક પદાતમાં—

**महाश्रमणसंघाधिपते श्रुतकेवलिदेशीयाचार्यस्य शाकटायनस्य ॥**

એમ લખે છે શ્રમણસઘાધિપતિ તથા શ્રુત કેવળી શબ્દો જૈનોના ખાસ પારિભાષિક શબ્દો છે

### જુદા જુદા ઇતિહાસકારોના મત

જૈનધર્મની પ્રાચીનતા માટે જૈનો પોતાના સ્વમુખે કહે તેના કરતાં આપણે જુદા જુદા ઇતિહાસકારોના અને વિદ્વાનોના કથનો વડે વિચારીશુ—

શ્રીમાન મહામહોપાધ્યાય ડાકટર સતીશચંદ્ર વિદ્યાભૂષણ એમ. એ., પી. એચ. ડી., એફ. આઇ. આર. એસ. સિદ્ધાંત મહોદધિ આચાર્ય સંસ્કૃત કોલેજ કલકત્તાનું કહેવું છેઃ—

**જૈન મત ત્યારથી પ્રચલિત થયો છે જ્યારથી સંસારમાં સૃષ્ટિનો પ્રારંભ થએલ... મને આ કહેતા જરાય સંકોચ નથી કે જૈનદર્શન વેદાંતાદિ દર્શનોથી પણ પ્રાચીન છે.**

શ્રી. કન્નૂલાલજી એમ. એ. ૧૯૦૪-૫ ના ડિસેમ્બર તથા જાન્યુઆરીના થિયોસોફિસ્ટમા લખે છે.—

**"જૈનધર્મ એ એક પ્રાચીન ધર્મ છે જેની ઉત્પત્તિના ઇતિહાસનો કયાસ કાઢવો ઘણી જ મુશ્કેલીની વાત છે."**

હિન્દી વિશ્વકોષના તંત્રી-સંપાદક શ્રી આચાર્ય પ્રાચ્યવિદ્યા મહાર્ણવ શ્રી નગેન્દ્રનાથજી જૈનધર્મ માટે તેના પ્રથમ તીર્થંકર માટે નીચે મુજબ હવાલો આપે છેઃ—

**ઋષભદેવજીએ જ સંભવતઃ લિપિ વિદ્યા માટે લિપિ કૌશલ્યનું ઉદ્‌ભાવન કરેલું હતું. ઋષભદેવે જ સંભવતઃ બ્રહ્મવિદ્યા શિક્ષણને ઉપયોગી જાણીને બ્રાહ્મી વિ. લિપિનો પ્રચાર કરેલ...**

ક્વીન્સ કોલેજ બનારસના શિલાલેખ આદિ વિ. ના આચાર્ય શ્રીયુત તુકારામ કૃષ્ણજી શર્મા લંડુ બી. એ., પી. એચ. ડી., એમ. આર. એ. એસ., એમ. એ. એસ., બી. એમ. જી. ઓ. એસ. એ પોતાના એક વ્યાખ્યાનમાં જણાવેલ કેઃ—

સર્વ પ્રથમ આ ભારતવર્ષમાં ઋષભદેવજી નામના મહર્ષિ ઉત્પન્ન થએલ. તે દયાવાન, ભદ્રપરિણામી પહેલા તીર્થંકર થયા. જેમણે મિથ્યા અવસ્થાને જોઈ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ચારિત્રરૂપી મોક્ષ શાસ્ત્રનો ઉપદેશ આપ્યો. આજ જિનદર્શનની સ્થાપના થઈ. ત્યારબાદ અજીતનાથથી લઈને મહાવીર સુધી ત્રેવીશ તીર્થંકર પોતાના સમયમાં અજ્ઞાની જીવોનો મોહ અંધકાર નાશ કરતા રહ્યા.

કેશરી પત્રના ૧૯૦૪ ના ૧૩ મી ડિસેમ્બરના અંકમાં લોકમાન્ય પં. બાલગંગાધર તિલકે લખ્યું છે —

મહાવીર સ્વામીએ જૈન ધર્મને પુનઃ પ્રકાશમાં આણ્યો. એ વાતને આજે ૨૦૦૦ વર્ષ વ્યતીત થઈ ગયાં છે. બૌદ્ધ ધર્મની સ્થાપના પહેલાં જૈન ધર્મ પ્રસરી રહ્યો હતો એ વાત વિશ્વાસ કરવા જેવી છે. ચોવીશ તીર્થંકરોમાં મહાવીર સ્વામી છેલ્લા તીર્થંકર હતા એનાથી પણ જૈન ધર્મની પ્રાચીનતા જાણી શકાય તેમ છે.

શ્રીયુત વરદકાંતજી મુખોપાધ્યાય એમ. એ. જણાવે છે —

પાર્શ્વનાથજી જૈનધર્મના આદિ પ્રચારક નહોતા પણ તેનો પ્રચાર ઋષભદેવજીએ કરેલ આ વસ્તુના પ્રમાણો મળે છે

એક કટ્ટર વેદાનુયાયી હોવા છતાં પણ ઇન્દોરની સંસ્કૃત કોલેજના પ્રોફેસર શ્રી સ્વામી વિરૂપાક્ષ વડિયર ધર્મભૂષણ પંડિત, વેદતીર્થ, વિદ્યાનિધિ ચિત્રમય જગતમાં લખે છે —

ઈર્ષ્યા અને દ્વેષના કારણે, ધર્મપ્રચારકો વડે રોકવાવાળી વિપત્તિઓ હોવા છતાં જૈનશાસન કોઈવાર પણ પરાજિત ન થતાં સર્વત્ર વિજયી થતો રહ્યો છે. અર્હન્ દેવ સાક્ષાત્

## પ્રકરણ ૫ મું

## સૂત્રોની ઉત્પત્તિ

અનંત કાળથી આ વિશ્વ ચાલુ જ છે. તેમજ જૈન ધર્મ પણ અનંત કાળથી ચાલુ છે. દરેક અર્ધકાળ ચક્રમાં એટલે કે દરેક અવસર્પિણી કાળમાં તેમજ દરેક ઉત્સર્પિણી કાળમાં ચોવીશ તીર્થંકરો થાય છે. એટલે આજસુધીમાં તીર્થંકરોની અનંત ચોવીશીઓ થઇ ગઇ. દરેક તીર્થંકરના વખતમા બાર અંગ મૂળ સૂત્રો રચાય છે. તેને દ્વાદશાંગી કહે છે. આ પ્રમાણે અત્યાર સુધીમાં અનેક દ્વાદશાંગીઓ રચાઇ ગઈ.

હાલ અવસર્પિણી કાળનો પાંચમો આરો પ્રવર્તે છે અને તેના લગભગ ૨૫૦૦ વર્ષ વહી ગયા છે. અત્યારે આપણે આ અવસર્પિણીના છેલ્લા તીર્થંકર ભગવાન શ્રી મહાવીર સ્વામીના શાસનમા છીએ. એટલે આપણે હાલની દ્વાદશાંગીનો વિચાર કરવાનો છે.

આ અવસર્પિણીમા **ચોવીશ તીર્થંકરો** થઇ ગયા તેમનાં નામો આ પ્રમાણે છે —

| | | |
|---|---|---|
| ૧ ઋષભનાથ | ૫ સુમતિનાથ | ૯ સુવિધિનાથ |
| ૨ અજીતનાથ | ૬ પદ્મપ્રભ | ૧૦ શીતળનાથ |
| ૩ સંભવનાથ | ૭ સુપાર્શ્વનાથ | ૧૧ શ્રેયાંસનાથ |
| ૪ અભિનંદન | ૮ ચંદ્રપ્રભ | ૧૨ વાસપૂજ્ય |

| | | |
|---|---|---|
| ૧૩ વિમળનાથ | ૧૭ કુંથુનાથ | ૨૧ નમીનાથ |
| ૧૪ અનંતનાથ | ૧૮ અરનાથ | ૨૨ નેમનાથ |
| ૧૫ ધર્મનાથ | ૧૯ મલ્લીનાથ | ૨૩ પાર્શ્વનાથ |
| ૧૬ શાંતિનાથ | ૨૦ મુનિસુવ્રત | ૨૪ મહાવીર |

**પહેલા તીર્થંકરની દ્વાદશાંગી** પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ સ્વામીના ૮૪ ગણધર થયા. તેમાંથી ૮૩ ગણધરોની દ્વાદશાંગીઓ તેમના અંત સમયે વિચ્છેદ ગઇ. અને બાકી રહેલા એક દીર્ઘાયુષ્યવાળા ગણધરની દ્વાદશાંગીનો થોડો થોડો હ્રાસ થતો ગયો છતા પણ જેમ તેમ ચાલુ રહી અહિં ૮૪ દ્વાદશાંગીઓની વાત વાચના વાચકોને પ્રશ્ન થશે કે એક જ તીર્થંકરની આટલી બધી દ્વાદશાંગીઓ કેમ ? તેથી દ્વાદશાંગીઓ કેમ રચાય છે તે આપણે જોઇશું કે જેથી શંકાનો ખુલાસો થઇ જશે.

**દ્વાદશાંગી કેમ રચાય છે ?** ગણધર મહારાજ દીક્ષા લીધા પછી ભગવાનને પ્રણિપાત કરીને **किं तत्तं** ( **किं तत्वं** ) તત્વ શું છે ? એમ પૂછે છે. ત્યારે ભગવાન જવાબ આપે કે **उपन्नेइ वा** ( **उत्पाद** ) ઉત્પત્તિ. ત્યારે ગણધરને શંકા થાય કે લોકમા ઉત્પત્તિ એકલી જ હોય તો દુનિયામા કોઇ બીજાનો નાશ થાય જ નહિ માટે ઉત્પત્તિ ઉપરાંત બીજું પણ કાઇક હોવુ જોઇએ.

તે જાણવા માટે ફરીવાર ભગવાનને વંદન કરી એજ પ્રશ્ન (તત્ત્વ શું છે ?) પૂછે. ત્યારે બીજી વાર ભગવાન **विगमेइ वा (व्यय)** નાશ એમ જવાબ આપે. આથી ગણધરને વિચાર થાય કે ઉત્પન્ન થયેલી દરેક ચીજનો નાશ થાય છે એમ એનો અર્થ હોય તો પછી જગત શૂન્યકાર બની જાય.

માટે હજુ પણ કાંઈક રહસ્ય બાકી છે એમ સમજી તે રહસ્ય જાણવા માટે ત્રીજી વાર ભગવાનને પ્રણિપાત કરી એનો એજ પ્રશ્ન (તત્ત્વ શું છે?) પૂછે. અને ભગવાન તેનો ઉત્તર **धुवेइ वा** (**ध्रौव्य**) સ્થિતિ એમ આપે. આ ઉપરથી ગણધર મહારાજને તત્ત્વનું રહસ્ય સમજાઈ જાય કે દરેક વિદ્યમાન ચીજ ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ યુક્ત છે. જો એમ ન હોય તો વિદ્યમાનતા જ, હયાતી જ સંભવતી નથી.

**ત્રણે પ્રશ્નોત્તરનું કારણ** શ્રી તીર્થંકર ભગવાન આવી રીતે ત્રણ વખત જુદા જુદા જવાબ આપવાને બદલે એકી સાથે એકજ ઉત્તરમાં ઉપરના ત્રણે પદ કહી શકે. પરંતુ એમ કરવાથી વખતે ગણધરને તત્ત્વનું રહસ્ય પૂરેપૂરૂ ન સમજાય. અને કટકે કટકે ઉત્તર આપવાથી પ્રશ્ન કરનારને વિચાર કરવાની ફરજ પડે. વિચાર કરવા છતાં પૂરેપૂરૂ ન સમજાય ત્યારે વિશેષ જાણવાની જિજ્ઞાસા વધે. જિજ્ઞાસા પૂરેપૂરી વધ્યા પછી ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશનું મહત્ત્વ પૂરેપૂરૂં સમજાઈ જાય.

**નિષદ્યા અને ત્રિપદી** ઉપર પ્રમાણે પૂછેલા દરેક વખતના પ્રશ્નને **निसेज्जा (निषद्या)** નિષદ્યા કહે છે. એટલે કે ત્રણ વખતના પ્રશ્નને પ્રશ્ન ત્રિતય અથવા ત્રણ નિષદ્યા કહે છે. અને તેના જવાબમા ત્રણે વખત કહેવાયેલા **उप्पन्नेइ वा, विगमेइ वा** અને **धुवेइ वा** એ દરેકને પદ કહે છે. અને એ ત્રણેય પદને **त्रिपदी** ત્રિપદી અથવા પદત્રયી કહે છે.

**ગણધર મહારાજ દ્વાદશાંગી રચે છે** આ ત્રણ પ્રશ્નો, નિષદ્યાના ત્રણ ઉત્તર, ત્રિપદી સાંભળ્યા પછી તરત જ ગણધર મહારાજને ગણધર નામ કર્મનો ઉદય થાય છે અને તેથી તેમને ઉત્કૃષ્ટ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત

થાય છે. તે પછી ગણધર મહારાજ મુહુર્તમાં જ બાર અંગ-દ્વાદશાંગી રચે છે તીર્થંકર ભગવાન પોતે દ્વાદશાંગી રચતા નથી. તેમ તેમને રચવાની જરૂર પણ પડતી નથી. કારણ કે ફક્ત મુહુર્ત જેટલા સમયમાં તો ગણધર મહારાજ બારેય અંગ રચી કાઢે છે.

**નૂતન શિક્ષણવાળાને ઉપજતી શંકા**

હાલના અંગ્રેજી જડવાદી શિક્ષણ પામેલાઓને અહિં શંકા થશે કે ભગવાન પાસે શિક્ષણ લીધા વિના કે અભ્યાસ કર્યા વિના આવી જાતના ફક્ત ત્રણ સવાલ-જવાબથી જ ગણધરને બધું શ્રુતજ્ઞાન કેવી રીતે આવી જાય અને એમ ઘડીકમાં દ્વાદશાંગી રચાઇ પણ કેમ શકે? આવી શંકા કરવાનું કારણ એ છે કે આપણે મહાપુરૂષોના જ્ઞાન, બુદ્ધિની કિંમત અથવા તેનું માપ આપણી ક્ષુદ્ર બુદ્ધિ અનુસાર જ કરીએ છીએ. સૂક્ષ્મ તત્ત્વોની સમજના અભાવે જડ-સ્થૂળ પ્રમાણ મળે તેટલું જ અત્યારે સાચું માનવામાં આવે છે. તેથી આપણે હાલ ચાલુ સમયમાં બનતા કે બનેલા બનાવો ઉપરથી આની સમીક્ષા કરીશું.

**અત્યારે પણ અસાધારણ બુદ્ધિવાળા માણસો હોય છે**

શાળા કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓમાં ઘણાઓને તો માસ્તરો, પ્રોફેસરોના લેકચરો-વ્યાખ્યાનો (ભાષણો) સાંભળ્યા પછી પણ ઘણી વખત વાંચ્યા પછી જ તે વિષયની સમજ પડે છે અને તેમાંનું થોડુંક જ યાદ રહે છે. ત્યારે તેમાનો એકાદ વિદ્યાર્થી એવો પ્રખર બુદ્ધિનો હોય છે કે તેને એક વખત વાંચવાથી જ વિષય પૂરેપૂરો સમજાઇ જાય છે. તેમજ તે બધું બરાબર યાદ રહી જાય છે. કોઈ વિદ્યાર્થીને તો વાંચવાની પણ જરૂર પડતી નથી. ફક્ત માસ્તર, પ્રોફેસરનાં લેકચર સાંભળ્યા તે જ તેને માટે પુરતું થઈ પડે છે. સાંભળ્યું તેટલું

તરત જ સમજી જવાય છે અને તેજ પ્રમાણે યાદ રહી જાય છે.

**દાખલા તરીકે શ્રીમદ્ રાજચંદ્ર** અદ્દભૂત યાદશક્તિવાળા અને પ્રખર બુદ્ધિવાળા શ્રીમદ્ રાજચંદ્ર તો આપણા અત્યારના જમાનામાં જ થઈ ગયા છે. અવસર્પિણીના પાંચમા આરામાં–કળીયુગમાં પણ જો આવી બુધ્ધિ શક્તિવાળા જન્મે છે તો બીજા, ત્રીજા, ચોથા આરાના સારા કાળમાં તેનાથી પણ ઘણી જ વધારે બુધ્ધિશક્તિવાળા પુરુષો જન્મે તેમાં શંકા કરવાનું કારણ રહેતું જ નથી. એટલે ગણધરો પહેલેથી જ મહાન સંસ્કારી, બુધ્ધિશાળી, વિદ્વાન હોય તેમાં શંકા રાખવા જેવું છે જ નહિ. અને એવા જ્ઞાની પુરૂષોને સત્ય, તત્ત્વ સમજતાં વાર લાગે જ નહિ. તેઓ તો એક ક્ષણમાં જ સમજી જાય.

**યોગીઓ અને જ્ઞાનીઓ અત્યારે પણ એક દ્રષ્ટિથી જ ઘણું જ્ઞાન આપી શકે છે** યોગીઓ અને જ્ઞાનીઓનાં મિલન પ્રસંગો જેમણે જોયા કે જાણ્યા હશે તેમને તો આવી શંકા ઉદ્દભવવાનું કારણ રહેતું જ નથી. કારણ તેઓ જાણતા જ હોય છે કે યોગીઓ કેટલાય કલાકોના પ્રવચનથી જેટલું જ્ઞાન આપી શકે તેટલું જ જ્ઞાન તેઓ શિષ્ય સામે માત્ર એક નજર કરવાથી જ આપી શકે છે. તેમની દૃષ્ટિમાંજ એટલો પ્રભાવ હોય છે કે એક ક્ષણમાં શિષ્યને બધું જ્ઞાન થઇ જાય છે.

મેહેરબાબા નામના એક પારસી યોગી સાધુ પુરૂષ જે હાલ અત્યારે હૈયાત છે તેમના પહેલા ગુરૂ મુસલમાન સ્ત્રી ફકીરણ હઝરત બાબાજાન સાથેની પહેલી મુલાકાત તેમજ તેમના બીજા હિંદુ ગુરૂ શ્રી ઉપાસની મહારાજની મુલાકાતો વખતે તેમણે કોઈ વાતચીત કરી નહોતી. કાંઇ ઉપદેશ સાંભળ્યો નહોતો. ફક્ત મિલનથી, નજરે નજર

મળવાથી જ તત્ત્વનું અને સૂક્ષ્મ -દુનિયાનું ઘણું જ્ઞાન મેહેરબાબાને થઇ શક્યુ હતુ.

**ભગવાનના દર્શન માત્રથી જ ગણધરને પૂર્ણ સત્ય-તત્ત્વજ્ઞાન મળી જાય તો તે કાંઈ નવાઇ જેવું નથી**

આતો અત્યારની જ બનેલી વાત કરી કે જ્યારે ખરા જ્ઞાન, શક્તિ તો નષ્ટ થઇ ગયા છે. તો જૂના સારા કાળમાં ભગવાન સાથે ગણધર જેવી મહાન વ્યક્તિના મિલન વખતે તેમને ભગવાનની એક દ્રષ્ટિ માત્રથી જ કે માત્ર ત્રણ સવાલ જવાબથી જ જ્ઞાન કેમ ન થાય ? થાય જ. આમેય તે ગણધર તે વખતના સર્વશાસ્ત્ર પારગત હોય છે એટલે જ્ઞાની તો હોય છે જ. અથવા પૂર્વભવના સસ્કારથી જ જ્ઞાની હોય છે પણ તેમનુ તે જ્ઞાન અધૂરૂં હોય છે અથવા ખોટું કે વિભગ (ઉંધું) જ્ઞાન હોય છે એટલે તત્ત્વને બરાબર સત્ય રીતે જાણતા હોતા નથી તે ભગવાનના દર્શનથી અને ઉપર પ્રમાણેના પ્રશ્નોત્તરથી તત્ત્વનુ પૂરેપૂરૂં રહસ્ય સમજી જાય છે આ પ્રમાણે શકાનુ સમાધાન થતા હવે આપણે આપણા વિષયમાં આગળ વધીએ

**સ્થાનકવાસી માન્યતા**

આગળ આપણે નિષદ્યા અને ત્રિપદીની વાત કરી તે શ્વેતાંબર મૂર્તિપૂજક માન્યતા મુજબ છે શ્વેતાંબર સ્થાનકવાસીઓ આ માન્યતાનો અસ્વીકાર કરતા નથી તેમજ પૂરેપૂરી રીતે સ્વીકાર કરતા હોય તેમ પણ દેખાતુ નથી સ્વ. પ.ડિત મુનિશ્રી અમોલખ ઋષીજી તેમના નદી સૂત્રના ભાષાંતરમા દશમાં પાનાની ફૂટનોટમા લખે છે કે—

તીર્થંકર ભગવાન ગણધરને उपन्न वा, धुवे वा અને विगमे वा એ ત્રણ પદનુ ઉચ્ચારણ કરે છે, એ ત્રણ પદ કહે છે.

માં એકઠા થયેલા સાધુ પુરુષના શુભ પરમાણુઓ આપણા શરીરમાં દાખલ થાય છે. તેથી તે ઓરડીમાં બેસતાં આપણને પણ તે સાધુના જેવા જ સારા વિચારો આવવા લાગે છે. શ્રાવકોને ઘેર સામાયિક કરવાની સગવડ હોય છતાં ઉપાશ્રયમાં જ સામાયિક કરવી જોઇએ એમ કહેવામાં આવે છે તેનું પણ એ જ કારણ છે કે ઉપાશ્રયમાં રહેનારા કે આવનારા બધાય સાંસારિક વિચારો છોડીને ઉપાશ્રયમાં તો ધાર્મિક વિચારો જ કરે છે. એટલે ઉપાશ્રયમાં શુભ ધાર્મિક વિચારોના પરમાણુઓ ભરપૂર હોય છે. માટે ઉપાશ્રયમાં સામાયિક બહુ શાંતિથી ચિત્ત ચંચળ બન્યા વિના કરી શકાય છે. આ તો મૂળ હેતુની વાત કરી પણ અત્યારે શ્રાવકો ઉપાશ્રયમાં ધાર્મિક વિચારો કરે છે કે કેમ તે તો સૌ કોઈ જાણે છે.

**દિગંબર માન્યતાનો સમન્વય** આ રીતે મનુષ્યના શરીરમાંથી નીકળતા પરમાણુઓ અને તેની અસર આપણે સમજ્યા તે પ્રમાણે ભગવાનના શરીરમાંથી ઉત્તમોત્તમ પરમાણુઓ નીકળતા જ હોય. પરમાણુઓ કાંઈ શબ્દરૂપ તો નથી જ. એટલે તે પરમાણુને ધ્વનિ નામ આપો તો પણ કાંઈ વાંધા જેવું નથી. અને તેના પરમાણુ–ધ્વનિ ગ્રહણ કરીને ગણધર મહારાજને પણ શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય અને તે પછી દ્વાદશાંગી રચે તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી. એટલે કે આપણે દિગંબરોની માન્યતા તરફ હસવાનું નથી કે વિરોધ કરવાનો નથી. પણ ઉપર પ્રમાણે સમન્વય કરી સમભાવ રાખવાનો છે.

**ત્રિપદી એ સાર્વ સિદ્ધાંતની જડ છે** બાર અંગ એટલે દ્વાદશાંગી નિયમા અને ત્રિપદી પછી રચાય છે. તેથી ત્રિપદી એ સાર્વ સિદ્ધાંતની જડ કહેવાય છે. સાર્વ એટલે (૧) સર્વ જીવને હિતકારી અને (૨) તીર્થંકર અરિહંત એમ

એ અર્થ થાય છે. સિદ્ધાંતના (૧) નિર્ણય. (૨) નિશ્ચિત મત અને (૩) મૌલિક ગ્રંથ એમ ત્રણ અર્થ થાય છે અને જડ એટલે (૧) જડ મૂળ, (૨) ખીલી, (૩) સ્ત્રીના નાકનું ઘરેણું એમ જડના પણ ત્રણ અર્થ થાય છે. એટલે ત્રિપદી એ સાર્વ સિદ્ધાંતની જડ છે. એમ આપણે કહીએ ત્યારે તેમા આપણે નીચે પ્રમાણેના અર્થો સમાવીએ છીએ.—ત્રિપદી એ—

(૧) સર્વ સિદ્ધાંતોનું મૂળ છે.

(૨) અરિહંતના નિશ્ચિત મતનું મૂળ છે.

(૩) જૈન મતનું મૂળ છે.

(૪) જૈન આગમોનું મૂળ છે.

(૫) જૈન દૃષ્ટિરૂપ નારીના નાકનું ઘરેણું છે અને

(૬) જૈન શાસ્ત્ર સંહિતારૂપ સન્નારીના નાકનું ઘરેણું છે.

આ પ્રમાણે ત્રિપદી એ સમસ્ત દ્વાદશાંગીનું બીજ છે.

**બધા ગણધરોની એક સરખીજ દ્વાદશાંગીઓ રચાય છે**

આપણે જોયું કે ત્રિપદી પછી ગણધર મહારાજને ઉત્કૃષ્ટ મતિ અને શ્રુત જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તે પછી તેઓ દ્વાદશાંગી રચે છે. આ વાત દરેક ગણધરને માટે સમજવી. દરેક ગણધર એજ પ્રમાણે સવાલો પૂછે. તેમને એજ પ્રમાણે જવાબો મળે અને તે પછી એજ પ્રમાણે મતિ, શ્રુત જ્ઞાન પ્રાપ્ત કરી તેઓ દ્વાદશાંગી રચે. દરેક તીર્થંકરને એક કરતાં વધારે ગણધરો હોય છે. એટલે જેટલા ગણધરો તેટલી દ્વાદશાંગીઓ રચાય છે. પરંતુ તે બધી દ્વાદશાંગી અર્થ તેમજ રચનામાં એક સરખી જ હોય છે. ખરૂં સત્યજ્ઞાન એકજ હોય તેમાં

ફેરફાર ન હોય. એટલે ગણધરોને અન્યજ્ઞાન પ્રાપ્ત થયા પછી રચાયેલી દ્વાદશાંગીમાં પણ ફરક હોતો નથી. પરંતુ અર્થ અને રચનામાં એક સરખી હોવા છતાં વખતે શબ્દોમાં ફરક હોય છે. એક જ અર્થવાળા ઘણા શબ્દો હોય છે તેમજ એક જ અર્થવાળું વાક્ય આપણે જુદી જુદી રીતે બોલી શકીએ છીએ. તે પ્રમાણે જુદી જુદી દ્વાદશાંગીઓમાં પણ શાબ્દિક ફેરફાર હોય તે સ્વાભાવિક જ ગણાય.

*

પ્રકરણ ૬ ઠ્ઠું

## ૭ આરામાં જૈન તીર્થની સ્થિતિ

**પહેલાથી નવમા તીર્થંકર સુધી તીર્થ અખંડ ચાલુ રહ્યું**

આ પ્રમાણે આદિનાથ શ્રી ઋષભદેવ સ્વામીના ૮૪ ગણધરોએ ૮૪ દ્વાદશાંગીઓ રચેલ. પરંતુ તેમાંની એક દ્વાદશાંગી થોડે અંશે પણ બીજા તીર્થંકર શ્રી અજીતનાથ સ્વામીના સમય સુધી ચાલુ રહી. શ્રી અજીતનાથ સ્વામીનું તીર્થ સ્થપાતાં તેમના ગણધરોએ નવી દ્વાદશાંગીઓ રચી. એટલે જુની ચાલી આવતી દ્વાદશાંગી રદ થઇ અથવા નવી દ્વાદશાંગીમાં સમાઇ ગઈ. એવી રીતે નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથ સ્વામી સુધી દરેક તીર્થંકરના તીર્થમાં આગળની ચાલી આવતી દ્વાદશાંગીનું સ્થાન નવી દ્વાદશાંગીએ લીધું. એટલે કે શ્રી ઋષભદેવ સ્વામીએ શરૂ કરેલું તીર્થ—જૈન શાસન નવમા શ્રી સુવિધિનાથ સ્વામી સુધી અખંડ ચાલુ રહ્યું.

**નવમાથી સોળમા તીર્થંકરના તીર્થો વચમાં નાબુદ રહ્યા**

નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથનું તીર્થ દશમા તીર્થંકર શ્રી શીતળનાથ સ્વામી થયા ત્યાં સુધી ચાલુ ન રહ્યું. તેવી રીતે શ્રી શીતળનાથ સ્વામીથી સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ સ્વામીના સમય સુધી વચમાંના દરેક

તીર્થંકરના તીર્થો બીજા તીર્થંકર થયા પહેલાં ઘણા કાળ પહેલાં જ નાબુદ થયા. નવમા અને દશમા તીર્થંકરની વચમાં એક ચતુર્થાંશ પલ્યોપમ સમય સુધી તીર્થ નાબુદ રહ્યું. જૈનધર્મનું નામનિશાન તેટલો વખત રહ્યું નહિ. ધર્મ રહ્યો નહિ અને અધર્મ પ્રવર્ત્યો. તેવી રીતે દશમાંથી સોળમા તીર્થંકર સુધીના દરેક તીર્થંકરની વચમાંના ૭ આંતરામાં અનુક્રમે એક ચતુર્થાંશ પલ્યોપમ, ત્રણ ચતુર્થાંશ પલ્યોપમ, એક ચતુર્થાંશ પલ્યોપમ, ત્રણ ચતુર્થાંશ પલ્યોપમ, એક ચતુર્થાંશ પલ્યોપમ અને એક ચતુર્થાંશ પલ્યોપમ સુધી તે તે તીર્થંકરોના તીર્થો નાબુદ રહ્યાં. તીર્થ નાબુદ થવાની સાથે તે તે તીર્થંકરોના સમયમાં થએલી દ્વાદશાંગીઓ પણ નાબુદ થઈ.

**સોળમાંથી ચોવીશમા તીર્થંકર સુધી તીર્થ અખંડ ચાલુ રહ્યું**

ત્યારપછી સોળમા શ્રી શાંતિનાથના સમયથી ચાલુ થએલું તીર્થ અખંડિતપણે અત્યાર સુધી ચાલુ રહ્યું છે. આ પાંચમા આરાના અંત સુધી એટલે કે મહાવીર સ્વામીના નિર્વાણથી ૨૧૦૦૦ વર્ષ સુધી થોડુંક પણ ચાલુ રહેશે. પાંચમા આરાના અંત સમયે શ્રી દશવૈકાલિક સૂત્રના પહેલા ચાર અધ્યયન ચાલુ રહેશે. તેમજ આ આરાના અંતે શ્રી દુપ્પસહસુરિ છેલ્લા મુનિ, ફલ્ગુશ્રી છેલ્લાં સાધ્વી, નાગિલ છેલ્લાં શ્રાવક અને નાગશ્રી (કે સત્યશ્રી) છેલ્લી શ્રાવિકા થશે. તે પછી તીર્થ સદંતર નાબુદ થશે. આરા સંબંધી વિશેષ વિગત જાણવા ઇચ્છનારે શ્રી "જંબુદ્વીપ પન્નતિ" માં જોઈ લેવું.

**દ્વાદશાંગીના લય**

જેવી રીતે શ્રી અજીતનાથથી માંડીને શ્રી સુવિધિનાથ સ્વામી સુધીના સમય સુધી આગલા આગલા તીર્થંકરની દ્વાદશાંગી તેની પછી-પછીના તીર્થંકરની દ્વાદશાંગીમાં લય પામી તેવી જ રીતે સોળમા શ્રી

શાંતિનાથ સ્વામીથી ચોવીશમા શ્રી મહાવીર સ્વામી સુધી આગલા આગલા તીર્થંકરની દ્વાદશાગી પછી પછીના તીર્થંકરની દ્વાદશાગીમાં લય પામી. આમ એકંદર તીર્થ અખંડપણે ચાલુ રહ્યું. હાલમાં છેલ્લા એટલે ચોવીશમાં તીર્થંકર શ્રી મહાવીર સ્વામીનું શાસન ચાલે છે એટલે તેમના સમયમાં રચાયેલી દ્વાદશાગી અત્યારે ચાલુ છે. જો કે વીર નિર્વાણને હજુ તો અઢી હજાર વર્ષ જ વિત્યાં છે પરંતુ તેટલા વખતમાં તો બારે અંગના ઘણા મોટા ભાગનો નાશ થઈ ગયો છે અને ફક્ત થોડોક ભાગ જ ઉપલબ્ધ છે.

**તીર્થંકર ક્યારે થાય છે?** આ ઐતિહાસિક હકીકત ઉપરથી આપણે એ તારવી શકીએ છીએ કે તીર્થંકરોમાંના ફક્ત એક પહેલા તીર્થંકર ત્રીજા આરાની અંતમાં થાય છે અને બાકીના ત્રેવીશ તીર્થંકરો ચોથા આરામાં થાય છે. આ બધાય તીર્થંકરોની દરમાં એટલે કે દરેક તીર્થંકરની પછી ધર્મપાલન ઓછું ઓછું થતું જાય છે અને લગભગ નષ્ટ થઈ જાય છે અથવા નષ્ટ થવા જેવી સ્થિતિ આવે છે ત્યારે બીજા તીર્થંકર થાય છે

**તીર્થંકરો માનવીને ધર્મ માર્ગે ચડાવે છે** મનુષ્યો અનેક અશુભ–ખરાબ પ્રવૃત્તિઓ – કર્મોથી ગ્રસિત થએલા હોવાથી મનુષ્ય સ્વભાવ હંમેશાં નીચે પડવાનો અથવા ઉતરવાનો હોય છે. ખરાબ કર્મો હમેશાં નીચે પાડે છે–ઉંડા ઉતારે છે તેથી મનુષ્યો હંમેશાં કામતૃષ્ણા–મોહમાં રાચ્યા રહે છે. પરંતુ એ બધા આત્માને નીચા ઉતારનારા છે એની મનુષ્યોને ખબર હોતી નથી–ખબર પડતી નથી તીર્થંકર ભગવાન અને કેવળજ્ઞાનીઓ મનુષ્યોને તેમના દુઃખોના કારણો બતાવે છે–

## પ્રકરણ ૭ મું

## હાલની દ્વાદશાંગી

**ભગવાનનું પહેલું સમવસરણ**

શ્રી મહાવીર સ્વામીને ઋજુપાલિકા નદીના ઉત્તર તટ ઉપર કેવળજ્ઞાન ઉપજ્યું. એટલે તેમનું સમવસરણ ત્યાં જ રચાયું પરંતુ ત્યાં પ્રભુની દેશના ખાલી ગઈ. સામાન્ય રીતે તીર્થંકર ભગવાનના પહેલા સમવસરણમાં કોઈ દીક્ષા ન લીએ તેવું બને નહિ. ન બને તેવું બને તેને અચ્છેરૂં કહે છે. શ્રી મહાવીર સ્વામીના પહેલા સમવસરણમાં કોઈએ દીક્ષા ન લીધી તેથી તે અચ્છેરૂં બન્યું.

**અગીઆર ગણધર**

તે પછી બીજું સમવસરણ અપાપાપુરીમાં મહાસેન વનમાં રચાયું. ત્યાં પ્રભુએ દેશના દેવા માંડી. તેટલામાં શ્રી ઇન્દ્રભૂતિ ત્યાં આવ્યા. અને તેમના મનમાંની છુપી શંકાનું ભગવાને વગર પૂછયે સમાધાન કરવાથી તેમણે ભગવાન પાસે દીક્ષા લીધી. ને પછી શ્રી અગ્નિભૂતિ વિગેરે દશ બ્રાહ્મણો એક પછી એક આવ્યા. અને તે દરેકના મનમાં છુપી એકેક શંકા હતી તે દરેકની શંકાનું ભગવાને વગર પૂછયે સમાધાન કરવાથી તે બધાએ પણ દીક્ષા લીધી. આ પ્રમાણે એ અગીઆરેયને દીક્ષા અપાતાં તેમને ગણધર પદ આપવામાં આવ્યાં.

એટલે શ્રી મહાવીર ભગવાનના નીચે પ્રમાણે અગીઆર ગણધર થયા.

| | |
|---|---|
| ૧. ઇન્દ્રભૂતિ (ગૌતમ સ્વામી) | ૭. મૌર્યપુત્ર |
| ૨. અગ્નિભૂતિ | ૮. અકંપિત |
| ૩. વાયુભૂતિ | ૯. અચળભ્રાતા |
| ૪. વ્યક્ત | ૧૦. મેતાર્ય |
| ૫. સુધર્મા સ્વામી | ૧૧. પ્રભાસ |
| ૬. મંડિક | |

**અગીઆર દ્વાદશાંગીઓ રચાઈ** ચતુર્વિધ સંઘ સ્થપાયા પછી ભગવાન શ્રી મહાવીર સ્વામીએ એ અગીઆરેય ગણધરોને, સર્વ જીવોને હિતકારી એવા સાર્વ સિદ્ધાંતની ત્રિપદીરૂપ ચાવી બતાવી. એટલે એ દરેક ગણધરે મુહુર્તમાં દ્વાદશાંગી રચી. એ પ્રમાણે એકંદર અગીઆર દ્વાદશાંગી રચાઇ. તેમાં પહેલાં સાત ગણધરોની સૂત્રવાચના–શાબ્દિક રચના જુદી જુદી બની. આઠમા અને નવમાની દ્વાદશાંગીઓ એક સરખી બની. તેમજ દશમા અને અગીઆરમાંની દ્વાદશાંગીઓ પણ એકસરખી બની. સૂત્રોના અર્થની દષ્ટિએ તો બધી દ્વાદશાંગીઓ સરખી જ બને અને આ અગીઆરેય દ્વાદશાંગીઓ સરખી જ બની. પણ શબ્દની રચનાના હિસાબે બબ્બે દ્વાદશાંગીઓ એકસરખી બની અને બાકીની બધી જુદી જુદી બની. આ દ્વાદશાંગી–બાર અંગ સૂત્રો રચાયા તેના નામ નીચે પ્રમાણે—

| | |
|---|---|
| ૧. આચારાંગ (આયારાગ) | ૬. જ્ઞાતાધર્મકથા (નાયા ધમ્મ કહાઓ) |
| ૨. સૂત્રકૃતાંગ (સૂયગડાંગ) | ૭. ઉપાસક દશા (ઉવાસગ દસાઓ) |
| ૩. સ્થાનાંગ (ઠાણાંગ) | ૮. અંતકૃદશા (અંતગડ દસા) |
| ૪. સમવાયાંગ (સમવાયાંગ) | ૯. અનુત્તરોપપાતિક દશા. (અનુત્તરો વવાઇય દસા) |
| ૫. વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ અથવા ભગવતી (વિઆહ પન્નત્તિ) | |

૧૦. પ્રશ્ન વ્યાકરણ (પણ્હાવાગરણ) ૧૨. દૃષ્ટિવાદ (દિટ્ઠિવાય)
૧૧. વિપાકસૂત્ર (વિવાગ સુય)

**ગણધર કેવળજ્ઞાની થયા પછી વાચના આપે નહિ**

દરેક ગણધર દ્વાદશાંગી રચે છે. એટલે દરેક ગણધર પોતાના શિષ્યોને પોતાની રચેલી દ્વાદશાંગીજ શીખવે. ભગવાન મહાવીરના અગીઆર ગણધર હતા. એટલે તે વખતે અગીઆર દ્વાદશાંગી ચાલુ હતી. પરંતુ ગણધરને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય ત્યાં સુધીજ તે પોતાના શિષ્યોને શીખવે. કેવળજ્ઞાની વાચના આપે નહિ એટલે કેવળજ્ઞાની ગણધર પોતાના શિષ્યોને બીજા ગણધરને સોંપી દીએ. તે ગણધર પછી તેમને પોતાની દ્વાદશાંગી શીખવે. એ રીતે કેવળજ્ઞાન પામેલાં ગણધરોની દ્વાદશાંગીઓ લુપ્ત થાય.

**કેવળજ્ઞાની ગણધરના શિષ્યનું શિક્ષણ કથળે નહિ**

અહિંઆ એમ શંકા થાય કે શિષ્યને શીખવાતું સૂત્ર અધૂરૂં હોય અને ગણધરને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય તો પછી તેને બીજા ગણધર પાસે શીખવું પડે. અધૂરૂં અંગ બીજા પાસેથી શીખતાં કાંઇક ગોટાળો કે અગવડ થાય. તેના ખુલાસામાં એમ કહી શકાય કે શીખવનાર ગણધર મહારાજ મહાજ્ઞાની હોઈ શિષ્યનું અધૂરૂં રહેતું શિક્ષણ કથળે તેવું તે બનવા જ ન દીએ. માટે તેવું બનવાનો તો સંભવ જ રહેતો નથી. પરંતુ એટલું બને કે બારમાંથી અમુક બે ચાર પાંચ સૂત્રો એક ગણધરે રચેલા શીખ્યા પછી તેમને કેવળજ્ઞાન ઉપજવાથી, બાકીના અંગો બીજા ગણધર પાસે શીખવા પડે.

**એકજ દ્વાદશાંગી ચાલુ રહી**

ભગવાન મહાવીરના અગીઆર ગણધરોમાંથી પાંચમા ગણધર શ્રી સુધર્મા સ્વામીની

હયાતીમાં જ, તેમના સિવાયના બાકીના દશ ગણધરો કેવળજ્ઞાન પામી મોક્ષ ગયા. એટલે તેમની દ્વાદશાંગી બંધ થઇ. એ દશમના દરેક ગણધરે મોક્ષે જવાના એક મહિના અગાઉ અનશન કરેલ. તે વખતે તેમણે પોતાના શિષ્ય સમુદાયને શ્રી સુધર્માં સ્વામીને સોંપી દીધેલ. એટલે છેવટે બધા ગણધરોના શિષ્યો શ્રી સુધર્માં સ્વામીને સોંપાયા. શ્રી સુધર્માં સ્વામીની દ્વાદશાંગી બધાને શીખવાઇ. એ પ્રમાણે છેવટે એક જ દ્વાદશાંગી ચાલુ રહી.

## પ્રકરણ ૮ મું

# શ્રી મહાવીર નિર્વાણ પછીની દ્વાદશાંગીની સ્થિતિ

શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પછી શ્રી સુધર્મા સ્વામી ૨૦ વર્ષ સુધી યુગ પ્રધાનપદ પર રહ્યા. તેમની પછી તેમની પાટે ઉત્તરોત્તર નીચે પ્રમાણે યુગધર થયા.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| શ્રી જંબુસ્વામી | ૪૪ | વર્ષ સુધી | એટલે | વીર સં. | ૬૪ માં | નિર્વાણ. |
| શ્રી પ્રભવસ્વામી | ૧૧ | ,, | ,, | ,, | ૭૫ માં | સ્વર્ગગમન |
| શ્રી શય્યંભવસ્વામી | ૨૩ | ,, | ,, | ,, | ૯૮ માં | ,, |
| શ્રી યશોભદ્રસ્વામી | ૫૦ | ,, | ,, | ,, | ૧૪૮ માં | ,, |
| શ્રી સંભૂતિવિજય | ૮ | ,, | ,, | ,, | ૧૫૬ માં | ,, |
| શ્રી ભદ્રબાહુસ્વામી | ૧૪ | ,, | ,, | ,, | ૧૭૦ માં | ,, |

**પહેલી બાર દુકાળી અને પહેલું મુનિસંમેલન**

શ્રી યશોભદ્ર પછી તેમની પાટે તેમના શિષ્ય સંભૂતિવિજય આવ્યા. પણ આઠ વર્ષના ટુંકા ગાળામાં જ તેમના સ્વર્ગગમનથી શ્રી યશોભદ્રના બીજા શિષ્ય શ્રી ભદ્રબાહુસ્વામી પાટે આવ્યા. તે ચૌદ પૂર્વધર હતા.

શ્રી ભદ્રબાહુ સ્વામીના વખતમાં મગધનરેશ નંદરાજા હતા. તેમના સમયમાં ઉપરા ઉપર લાગલાગટ બાર દુકાળ પડ્યા. આ

દુકાળોના ત્રાસથી સંયતો, મુનિ-મહારાજાઓને ઘણી હેરાનગતિ ભોગવવી પડી. ગોચરી મુશ્કેલ થઇ પડી. ઘણા સાધુઓ દક્ષિણમાં ચાલ્યા ગયા. આવા કપરા સમયને લીધે. સૂત્રોનું પઠન પાઠન બહુ ઓછું થઇ ગયું તેથી શ્રુત વિસરાતું ગયું. દુકાળના અંત આવતાં વીર સંવત ૧૬૦ ના અરસામા પાટલિપુત્ર ( હાલનું પટણા ) માં સંયતો ભેગા થયા. અને એકનો ઉદ્દેશક તો એકનો ખંડ એમ કરી ઘણી મહેનતે માંડ માંડ અગીઆર અંગો એકત્રિત કરી શકયા.

**ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામી એકજ રહ્યા**

બારમું દૃષ્ટિવાદ અંગ કોઇને યાદ નહોતું. તે ફક્ત શ્રી ભદ્રબાહુ સ્વામીનેજ યાદ હતું. તેઓ તો તે વખતે નેપાળમાં 'મહાપ્રાણ' નામનું ધ્યાન ધરતા હતા. એ ધ્યાન તેમણે બાર વર્ષ માટે અંગિકાર કર્યું હતું આથી શ્રી સંઘે તેમને બારમા અંગની વાચના આપવા કહેવડાવ્યું. પહેલાં તો તેમણે ધ્યાનના કારણથી ના પાડી. પરંતુ જ્યારે શ્રી સંઘે તેમના એ વર્તનને શ્રી સંઘની આજ્ઞાના ભંગ સમાન ગણ્યું ત્યારે તેમણે હા પાડી.

**શ્રી સંઘે મોકલેલા શિષ્યોને નેપાળમાં વાચના આપવા માંડી**

તે ઉપરથી શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે ૫૦૦ મુનિઓને વાચના લેવા મોકલવામાં આવ્યા. શ્રી ભદ્રબાહુ સ્વામીએ તેમને દરરોજ સાત વાચના આપવા માંડી. તે આ પ્રમાણે-ભિક્ષા ચર્યાથી આવતાં એક વાચના ત્રણ કાળ વેળાએ ત્રણ, અને રાત્રે પ્રતિક્રમણ બાદ બીજી ત્રણ એમ કુલ ૭ વાચના દરરોજ આપવા માંડી. આ પ્રમાણે કટકે કટકે વાચના લેતા ૪૯૯ મુનિઓ કંટાળીને ચાલ્યા ગયા. ફક્ત એક શ્રી સ્થુલભદ્ર ત્યાં રહ્યા.

**સ્થૂલભદ્રનો ચૌદ પૂર્વનો અભ્યાસ**

શ્રી સ્થુલભદ્રે આઠ વર્ષમાં આઠ પૂર્વનો અભ્યાસ કર્યો. એક વખતે શ્રી ભદ્રબાહુ સ્વામીએ તેમને પૂછ્યું કે તારો ઉત્સાહ ભાંગી ગયો છે? તેમણે જવાબ આપ્યો કે ના, ના, મને તો વિશેષ વાચના મળે તો સારૂં. વળી વધારામાં પૂછ્યું કે મારો અભ્યાસ કેટલો થયો ને કેટલો બાકી રહ્યો છે? શ્રી ભદ્રબાહુ સ્વામીએ કહ્યું કે સાગરમાં બિંદુ જેટલો અભ્યાસ થયો છે. અને મહાપ્રાણ ધ્યાન પૂરૂં થઇ જશે એટલે વિશેષ વાચના આપશે એમ ખાત્રી આપી. ધ્યાન પૂરૂં થતાં સુધીમાં શ્રી સ્થુલભદ્રે લગભગ દશમું પૂર્વ પુરૂં કર્યું.

**પાટલીપુત્રમાં શ્રી સ્થુળભદ્રનો બનેલો પ્રસંગ**

ધ્યાન પૂરૂં થતાં વિહાર કરી શ્રી ભદ્રબાહુ સ્વામી તથા સ્થુળભદ્ર બન્ને પાટલીપુત્ર આવ્યા. એક વખતે શ્રી સ્થુળભદ્ર સ્વામી એકાંતમાં બેસીને અગીઆરમું પૂર્વ યાદ કરતા હતા ત્યાં તેમની સંસારીપણાની સાત બહેનો જેઓ દીક્ષા લઈ સાધ્વીઓ થઈ હતી તેઓ શ્રી સ્થુળભદ્રને વંદના કરવા આવી. ત્યારે શ્રી સ્થુળભદ્રે સિંહનું રૂપ વિકુર્વ્યું. શ્રી ભદ્રબાહુ સ્વામીને આ બાબતની ખબર પડી ગઈ. તેથી તેમણે શ્રી સ્થુળભદ્રને હવે આગળ વાચના આપવાની ના પાડી. પરંતુ પછી શ્રી સંઘની આગ્રહભરી વિનંતિ સ્વિકારી બાકીના પૂર્વોની વાચના આપી પણ તેના અર્થ ન બતાવ્યો. વળી હવેથી કોઇને એ વાચના આપવી નહિ એમ સ્થુળભદ્ર પાસે નક્કી કરાવ્યું.

**છેલ્લા ચાર પૂર્વોનો વિચ્છેદ**

આ પ્રમાણે શ્રી ભદ્રબાહુ સ્વામીના સ્વર્ગગમન પછી એટલે વીર સંવત ૧૭૦ પછી છેલ્લાં ચાર પૂર્વોનો અર્થથી વિચ્છેદ થયો. અને શ્રી સ્થુળભદ્રના સ્વર્ગગમન પછી (વીર સં. ૨૧૯) પછી

છેલ્લાં ચાર પૂર્વો શબ્દથી પણ વિચ્છેદ ગયા.

**આચારાંગ તથા દશવૈકાલિકમાં ઉમેરાયલી ચુલિકા**

આ સમયમાં શ્રી સ્થુળભદ્રના સાધ્વી બ્હેન દ્વારા પ્રાપ્ત થયેલાં ભાવના, વિમુક્તિ, રતિકલ્પ, વિવિક્ત ચર્યા—એ નામના ચાર અધ્યયનો પૈકી પ્રથમનાં બે અધ્યયન આચારાગ સૂત્રમા બે ચૂલિકા તરીકે ઉમેરાયા અને બાકીના બે અધ્યયન દશવૈકાલિક સૂત્રમાં બે ચૂલિકા તરીકે ઉમેરાયા.

**બીજી તથા ત્રીજી બાર દુકાળી**

વીર સ. ૨૯૧ મા સંપતિ રાજાના રાજ્યમાં શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્ય સુહસ્તિસૂરિના સમયમા બીજી વખત બાર વર્ષનો દુકાળ પડ્યો. ત્યારપછી શ્રી વજ્રસ્વામીના સમયમા વીર સ. ૫૦૪-૫૮૪ (વિ. સ. ૩૪-૧૧૪) ની વચમાં ત્રીજી વાર બાર વર્ષનો દુકાળ પડ્યો. પરંતુ આ બન્ને દુકાળોમા શ્રુતને બહુ આંચ આવી હોય કે નુકશાન થયુ હોય એમ જણાતું નથી.

**ચોથી બાર દુકાળી અને બીજું મુનિસંમેલન. માથુરી વાચના**

વખત જતાં વિક્રમ સં. ૩૫૭-૩૭૦ (વી. સં. ૮૨૭-૮૪૦) ના અરસામાં શ્રી સ્કન્દિલ અને શ્રી નાગાર્જુન આચાર્યોના સમયમાં ફરી વાર ચોથી વખત બાર વર્ષનો દુકાળ પડ્યો. આ ભયંકર દુકાળમાં સાધુઓને ભિક્ષા મળવી મુશ્કેલ થઇ પડી. સાધુઓને ભિક્ષા માટે જુદે જુદે સ્થળે વિહરવું પડ્યું. તેથી તેઓ શ્રુતનું પઠન, પાઠન, ચિંતન કરી ન શકયા. એથી ઘણા અલૌકિક શ્રુતનો વિનાશ થયો. બાર વર્ષ પછી સુકાળ થયો ત્યારે શૂરસેન દેશના પાટનગર મથુરામા શ્રી સ્કન્દિલ આચાર્યના પ્રમુખપદે શ્રમણ સંઘ એકઠો મળ્યો. આ

બીજું મુનિસંમેલન થયું. પહેલું પાટલીપુત્રમાં થયું હતું તે આપણે ઉપર જોઈ ગયા છીએ. એ સમયે જેને જે યાદ હતું તે તેઓ કહેતા ગયા અને એ રીતે અગીઆર અંગ અને થોડુંક પૂર્વગત સંઘટિત કરાયું. આ સૂત્રોદ્ધાર મથુરામાં થયો તેથી તેને **માથુરી વાચના** કહેવામાં આવે છે. અને આ વાચનામાં શૌરસેની ભાષાનું મિશ્રણ થયેલું સંભવે છે.

**અનુયોગ દ્વાર સૂત્ર રચાયું** આ સમયની લગભગમાં શ્રી આર્યરક્ષિત સૂરિએ અનુયોગ દ્વાર સૂત્ર રચ્યું.

**કાંઈક અંશે શ્રુત પુસ્તકારૂઢ થયું** અત્યારસુધી બધું શ્રુત પરંપરાગત કંઠસ્થ-મોઢે રહેતું હતું. પુસ્તકારૂઢ નહોતું. કહેવાય છે કે પહેલ વહેલું મથુરામાં તેને લિખિત સ્વરૂપ અપાયું. પરંતુ તેને ખાસ મહત્ત્વ અપાતું નહોતું. કારણ કે તે સર્વમાન્ય, સંપૂર્ણ અને વ્યવસ્થિત રીતે પુસ્તકારૂઢ કરાયું નહોતું. એટલે એ પુસ્તકોને બદલે શ્રુત કંઠસ્થ રાખવાની પ્રથા ચાલુ રહી હતી.

**ત્રીજું મુનિસંમેલન નાગાર્જુની વાચના** લગભગ આ જ સમયમાં વલ્લભી નગરમાં શ્રી નાગાર્જુને શ્રમણ સંઘ એકઠો કર્યો. અને ત્યાં પણ જૈન જેને જે જે યાદ હતું તે તે સંભારી કહેતા ગયા અને તે પ્રમાણે બધું એકત્રિત કરી શ્રુતને વ્યવસ્થિત રૂપમાં મૂકાયું. અને તે પ્રમાણે વાચના આપવાની વ્યવસ્થા થઇ. આ ત્રીજું મુનિ સંમેલન થયું. તે શ્રી નાગાર્જુનના પ્રમુખપદે થયું હતું તેથી તેને નાગાર્જુની અથવા વલ્લભી વાચના કહે છે.

## પ્રકરણ ૯ મું

# સૂત્રો લિપિ બદ્ધ થયા

**પાંચમી બાર દુકાળી** વળી ફરી એક વાર બાર વર્ષનો ભારે દુકાળ પડ્યો. સાધુ મુનિરાજોને ઘણો ત્રાસ પડ્યો. કેટલાય શાસ્ત્રના શિરોમણી મુનિરત્નો કાળને શરણ થયા. અને જે થોડું જીર્ણ શીર્ણ શ્રુત રહેલું હતું તે પણ ઘણું છિન્નભિન્ન થયું.

**ચોથું મુનિ સંમેલન** તેથી સુકાળ થતા ભવ્ય જીવોના હિત અર્થે તેમજ શ્રુતનો લોપ ન થાય તેટલા માટે શ્રી સંઘના આગ્રહથી શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણે તે વખતે બચેલા મુનિઓને વલ્લભીપુર (સૌરાષ્ટ્રમાં હાલ વળા ગામ છે તે) માં ભેગા કર્યા.

**ચાર સંમેલન ક્યા ક્યા ?** આ ચોથું મુનિસંમેલન થયું. શ્રુત એકત્ર કરવાને આ સહિત એકંદર ચાર મુનિ સંમેલનો થયા હતા. ને આ સમેલન ચોથું અને છેલ્લું થયું. આગલા ત્રણ સંમેલનોની વિગત આપણે ઉપર જોઈ ગયા. તે ટુંકમાં આ પ્રમાણે—

પહેલું વીર સં. ૧૬૦ પાટલીપુત્રમાં શ્રી ભદ્રબાહુ સ્વામીના સમયમાં.
બીજું „ „ ૮૨૭/૪૦ મથુરામાં શ્રી સ્કંદિલ સ્વામીના પ્રમુખપદે.
ત્રીજું „ „ ૮૨૭/૪૦ વલ્લભીમાં શ્રી નાગાર્જુન સ્વામીના „
ચોથું વીર સં. કે વિક્રમ સં. ૯૮૦/૯૩ „ શ્રી દેવર્દ્ધિગણિ સ્વામીના „

**સૂત્રો લિપિ બદ્ધ થયા** આ ચોથા સમેલનમાં શ્રી દેવર્દ્ધિગણિએ ત્યાં આવેલા મુનિઓના મુખેથી અવશેષ રહેલ ત્રુટિત અત્રુટિત આગમના પાઠોને અનુક્રમે પોતાની બુદ્ધિથી સંકલિત કરી, લહીઆઓ રાખી તાડપત્ર ઉપર લખાવી પુસ્તકારૂઢ કર્યું. એ રીતે તેઓ બધા આગમના સંપાદક બન્યા.

**કલ્પસૂત્રની વાચના** એ જ વખતે આનંદપુર-વર્દ્ધમાનપુરના રાજા ધ્રુવસેનના પુત્રનું મરણ થવાથી તેના શોક નિવારણ અર્થે તે રાજાની સભા સમક્ષ કલ્પસૂત્રની વાચના થઇ.

**વાચનાનો સમય ?** અત્યાર સુધી આ મુનિસંમેલન તથા કલ્પસૂત્રની વાચનાનો સમય **વીર સંવત ૯૮૦, વિક્રમ સંવત ૫૧૦ ગણાતો આવ્યો છે.** પણ પ્રાચીન ભારતવર્ષના કર્તા ડૉ. શ્રી. ત્રીભોવનદાસ લહેરચંદ શાહે આ માન્યતાને ખોટી ઠરાવી છે અને તે સમય વિક્રમ સંવત ૯૮૦ નો હતો એમ પૂરવાર કર્યું છે. આ બાબતનો તેમણે વિગતવાર લાંબો લેખ ત્રણ ચાર વર્ષ પહેલાં જૈનધર્મ પ્રકાશ માસિકમાં પ્રગટ કરેલો હતો. તેમાંની મુખ્ય વિગત ટુંકમાં નીચે પ્રમાણે છેઃ—

(૧) શ્રી દેવર્દ્ધિગણિના સમય માટે સમયનો આંક ૫૧૦ મળે છે.
(૨) શ્રી કલ્પસૂત્ર વાચનાના સમયનો આંક ૯૮૦ મળે છે.

(૩) સૂત્રો પુસ્તકારૂઢ થયા તે વલ્લભીપુરમાં ત્યાંના રાજાની સહાયથી થયા હતા.

(૪) તે વલ્લભી વંશનો સમય વિક્રમ સંવત ૫૨૫ થી ૮૨૫ નો છે તે આ પ્રમાણે:—

આદિ–ગુપ્ત સં. ૧૫૦/૬૦માં. (વિક્રમ સં. ૫૨૫–૩૫માં)
અંત–ગુપ્ત સં. ૪૫૦. (વિક્રમ સં. ૮૨૫)

ઉપરનો ૫૧૦ આંક વિક્રમ સંવત અને ૯૮૦નો આંક વીર સંવત અત્યાર સુધી ગણાતો આવ્યો છે. વીર સ. ૯૮૦ માંથી ૪૭૦ બાદ જતા ૫૧૦ રહે છે. તે પ્રમાણે તે બન્ને આંક એક જ સમયના પણ વિક્રમ સવત અને વીર સવત હોવાના ગણાયા છે.

**ધ્રુવસેન રાજા ક્યારે થયો?** હવે મુખ્ય હકીકત વિચારવાની એ છે કે વિક્રમ સં. ૫૧૦ (વીર સં. ૯૮૦) માં ધ્રુવસેન નામનો કોઈ રાજા હતો કે નહિ. તે વખતે વલ્લભીપુરમાં ધ્રુવસેન રાજા નહોતો. એટલું જ નહિ પણ વલ્લભી વંશ–વલ્લભી રાજ્યની સ્થાપના પણ થઇ નહોતી. પરંતુ વિક્રમ સંવત ૯૮૦ મા આનંદપુર–વર્દ્ધમાનપુર (હાલનું વઢવાણ) માં ધ્રુવસેન રાજા રાજ્ય કરતો હતો. અને તે ધ્રુવસેનના જ પુત્રમરણના શોક નિવારણાર્થે કલ્પસૂત્રની વાચના થઈ હશે એમ ચોક્કસ લાગે છે.

**૫૧૦ નો આંક કયા સંવતનો?** ૫૧૦ નો આંક વિક્રમ સંવતનો નહોતો એ ઉપર જોયું. ત્યારે એ આંક કયા સંવતનો એ પ્રશ્ન રહે છે. એ આંક ગુપ્ત સવતનો હોય એમ જણાય છે. ગુપ્ત વંશનો જો કે ૪૫૦ માં (વિક્રમ સંવત ૮૨૫ માં) અંત આવી ગયો હતો, પણ ગુપ્ત સંવત તે પછી ઘણો વખત સુધી વપરાવો–લખાવો ચાલુ રહ્યો હતો. ગુપ્ત

સંવત ૭૦૦ ના આંક સુધી ચાલુ હોવાનાં ઐતિહાસિક પ્રમાણો મોજુદ છે એટલે આ ૫૧૦ નો આંક ગુપ્ત સંવતનો હોય તો ગુપ્ત સંવત્ત ૫૧૦=વિક્રમ સંવત ૮૮૫ થાય ત્યારે વલ્લભી વંશની સત્તા તો કયારનીય નાબુદ થઇ ગઈ હતી તેમજ તે વખતે ધ્રુવસેન નામનો કોઇ રાજા પણ નહોતો. તેથી એમ લાગે છે કે વિ. સં. (વિક્રમ સંવત ૯૮૦) ને કોઇ લહીઆએ ભૂલથી વી. સ. (વીર સંવત) લખી નાંખી હશે અને પછી બીજા લહીઆએ વીર સંવતની સાથે વિક્રમ સંવત લાવવા માટે ૫૧૦ નો આંક લખી નાંખ્યો હોય એટલે કે વિક્રમ સં. ૫૧૦ ઉમેરી દીધો હોય તે પણ સંભવિત છે.

ઇન્ડીઅન એન્ટીકવીટીમાં હડાલાનું તામ્રપટ છપાયું છે. તે ઉપરથી સિદ્ધ થયું છે કે વર્દ્ધમાનપુરના રાજા ધ્રુવસેનને મૂળરાજ સોલંકી સાથે જાંબુવતી નદીના કિનારે લડવું પડેલું. તેમાં મૂળરાજની જીત થતાં તેણે સોલંકી વંશની સ્થાપના કરી હતી. તે ઇ. સ. ૯૪૨=વિક્રમ સંવત ૯૯૮.

**વઢવાણનો રાજા ધ્રુવસેન** આ તામ્રપટની હકીકતથી સ્પષ્ટ થાય છે કે રાજા ધ્રુવસેન વર્દ્ધમાનપુરનો સ્વામી હતો. હાલના વઢવાણનું પ્રાચીન નામ વર્દ્ધમાનપુર હતું તે તો જગજાહેર છે. એટલે ધ્રુવસેન વઢવાણનો રાજા હતો. હડાલા-વંડુકા પાસે હોઇને તેના રાજ્યનો વિસ્તાર ત્યાં સુધી હશે એમ દેખાય છે. જાબુવતી નદી કિનારે જાંબુ નામે ગામ છે ને તે વર્તમાન લીંબડી રાજ્યની પ્રાચીન રાજધાની હતું. એથી સિદ્ધ થાય છે કે તે પ્રાચીન સમયે લીંબડી રાજ્યનો સમાવેશ વઢવાણના રાજ્યમાં જ થઈ જતો હતો.

આ ધ્રુવસેને પોતાને આનંદપુરના રાજા તરીકે પણ ઓળખાવ્યો છે. આનંદપુર ચોટીલાના ડુંગરની તળેટી પાસે હતું. એટલે ધ્રુવસેનનું

રાજ્ય મોટીક્ષા સુધી લંબાએલું હતું. આ પ્રમાણે તે સમએ વઢવાણનું રાજ્ય ઘણું મોટું હતું. એટલે ધ્રુવસેન પ્રતાપી રાજા હોવો જોઇએ. તેના પુત્ર મરણના શોક નિવારણાર્થે કલ્પસૂત્રની વાચના થઈ હતી. એટલે તે જૈનધર્મી અતિ મહત્ત્વ ધરાવતો રાજા હોવો જોઇએ.

**વિશેષ શોધખોળ ન થાય ત્યાં સુધી ઉપરની હકીકત ઉપરથી તો એમ નક્કી થાય છે કે ધ્રુવસેન વિક્રમ સંવત ૯૯૮ સુધી રાજ્ય કરતો હતો. અને તેના સમયમાંજ સૂત્રો પુસ્તકારૂઢ થયા હતા. એટલે કે વિક્રમ સંવત ૯૮૦ માં જ પુસ્તકારૂઢ થયા હતા. (વીર સંવત ૯૮૦માં નહિ.)**

**ભેદભાવ મટાડી સર્વ શ્રુત પુસ્તકારૂઢ કર્યું**

અગાઉ મથુરા સમેલનમાં જે કાંઇ સૂત્રો, શાસ્ત્રો લખાયા હતા તે ઉપરાંત જે જે સૂત્રો, ગ્રંથ, પ્રકરણ વિગેરે તે વખતે મોજુદ હતા તે બધા આ સંમેલનમાં લખી લેવાયાં. સૂત્રો લખતી વખતે માથુરી વાચના અને વલ્લભી વાચનાના પાઠોમાં ફરક આવ્યો. તેનો બન્યું ત્યાં સુધી સમન્વય કરાયો. બન્યું ત્યાં સુધી એ બે વચ્ચેનો ભેદભાવ મટાડીને તેને એક રૂપ અપાયું. અને જ્યાં જ્યાં તેમ ન થઈ શક્યું ત્યાં ત્યાં મહત્ત્વવાળા ભેદોને પાઠાંતરરૂપે સ્થાન અપાયું. આ પ્રમાણેની વ્યવસ્થા કર્યા બાદ માથુરી વાચના મુજબ સર્વ સિદ્ધાંત લખાવાયા. અને વલ્લભી વાચનાના મતભેદને કે પાઠ ભેદને ચૂર્ણી વિગેરેમાં સ્થાન અપાયુ. છતાં જ્યાં નાગાર્જુનના અનુયાયીઓ તેમ થતાં અસંતુષ્ટ થયા ત્યાં વાદર્ણ તરે પુણ એવો ઉલ્લેખ કરીને તેને મૂળ ગ્રંથોમાં સ્થાન આપવામાં આવ્યું. આ પ્રમાણે, અભ્યાસ કરવામા સુગમતા રહે એવી રીતે શૃંખલા બદ્ધ આગમો લખાયા

**અંગોમાં ઉપાંગમાંના વિષય વર્ણન જોવાની ભલામણ કરવાનું કારણ**

મૂળ સૂત્રો ઉપરાંત તેની ટીકાઓ, નિર્યુક્તિઓ, ભાષ્યો વિગેરે લખવાના હતા તેમજ બીજા ગ્રંથ, પ્રકરણ વિગેરે જે જે કાંઇ સાધુઓને યાદ હતું તે બધું જ લખી લેવાનું હતું. તેથી લખવાનું ઘણું હતું અને ઘણી વખત જુદા જુદા સૂત્રોમાં એકની એક બાબત આવતી હતી. એકના એક આલાપક (આલાવા) આવતા હતા તે ફરી ફરી લખવામાં વખત ન જાય, માટે ગણધરોએ રચેલા અંગોમા પણ કેટલીક વાર સ્થવીરોએ રચેલા ઉપાંગો જોવાની ભલામણ કરી છે. દાખલા તરીકે શ્રી ભગવતી સૂત્રમાં ઉવવાઇ સૂત્ર, જીવાભિગમ સૂત્ર, પન્નવણા સૂત્રની ભલામણ કરેલી જોઇએ છીએ. એવી રીતે સમવાયમાં બૃહત્કલ્પના ભાષ્યની ભલામણ છે. અને વિમાનનો અધિકાર આવતાં રાજપ્રશ્નીય સૂત્ર જોવાની ભલામણ કરાઈ છે. આવી રીતે ઉપાંગોની ભલામણ કરવાનું કારણ એ લાગે છે કે જે વિષય બાબતમાં ભલામણ કરાઈ હોય તે વિષયનું વર્ણન તે ઉપાંગમાં વિસ્તારપૂર્વક બરાબર આપેલું હોય છે

**શાસન સંબંધીની બધી અગત્યની બાબતોની નોંધો લખાવાઈ ગઈ**

આ સંમેલનમાં સૂત્રો તથા બીજા ગ્રંથો પુસ્તકારૂઢ કરતી વખતે તે વખત સુધીમાં શાસનને અંગે બનેલા અગત્યના બનાવોની નોંધો પણ તેમા દાખલ કરાઇ છે. અને તેને લીધે જ, શાસ્ત્રોમા શ્રી વજ્ર સ્વામી, શ્રી આર્યરક્ષિત સૂરિ વિગેરેના વૃતાન્તો પણ મૂળમાં દાખલ થયા છે. આ બધું શૃંખલા બદ્ધ ગોઠવતાં તે કાળ સુધીમાં થયેલા નિન્હવો, ઉપયોગી બનાવો અને કેટલાક આચાર્યોના ઉલ્લેખો જે જે અંગ ઉપાંગમાં દાખલ થયા છે તે શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે દાખલ કર્યા છે.

**દુકાળોના સમયોમાં થયેલો ભાષા ફરક** મૂળ માન્યતા પ્રમાણે વીર નિર્વાણ પછી લગભગ એક હજાર વર્ષે અને નવી શોધ પ્રમાણે લગભગ દોઢ હજાર વર્ષે આ રીતે સૂત્રો પુસ્તકારૂઢ થયાં. આ એક કે દોઢ હજાર વર્ષના ગાળામા પાચ વખત બાર બાર વર્ષના ભયંકર દુકાળ પડ્યા. તેવા સમયમા સૂત્રનું પઠન પાઠન કરવું ઘણું મુશ્કેલ થઈ પડ્યું હતું. સાધુ મુનિરાજોને સૂત્રો કંઠસ્થ રાખવાની અને તેમાં સ્હેજસાજ પણ ભૂલ થવા ન પામે તેની અસાધારણ ચિવટ હતી છતાં આ દુકાળોના વખતમાં જ્યારે સૂત્રોના પાઠો, અધ્યયનો ભૂલાયા ત્યારે એ અધ્યયનોના મૂળ શબ્દો કે વાક્યો ભૂલાઈ ગયા હશે છતાં તેનો ભાવાર્થ યાદ હશે તેવા અધ્યયનો તે તે વખતના મુનિસમેલનોમાં બનતાં સુધી મૂળને બરાબર મળતી ભાષામાં જ તે અધ્યયનો બનાવી વાચનામાં મૂકાયા હશે. અત્યારના સૂત્રોની ભાષામાં ઘણો ફેરફાર માલુમ પડે છે. આચારાંગ, ઉત્તરાધ્યયન જેવાની ભાષા જૂની તો બીજા કેટલાકની ભાષા તે પછીની છે એમ ભાષા શાસ્ત્રીઓ કહે છે. તેવી રીતનો ભાષાનો ફેરફાર થવાનું મુખ્ય કારણ ઉપર આપણે જોઇ ગયા તેમ દુકાળને લીધે બધું પૂરેપૂરૂ યાદ રહી ન શક્યું તે છે. સૂત્રો કંઠસ્થ ન હોત ને પહેલેથી જ પુસ્તકારૂઢ હોત તો ભાષા બદલાવાનો સંભવ ન રહેત. અને એમ બન્યું હોત તો જ ભાષાની દષ્ટિએ સૂત્રોનું સાચું અન્વેષણ કરી શકાત.

**શ્રુત સાચવીને મુનિરાજોએ કરેલો ઉપકાર** પહેલા જ દુકાળ પછી જેટલું યાદ રહ્યું તેટલું યાદ કરી વ્યવસ્થિત કરી, સંઘરવાને બદલે દિગંબરોએ તો સંપ્રદાયમાંથી છુટા પડી શ્રુતને જ જતું કર્યું. તેને બદલે તો સંપ્રદાયમા રહીને જે મુનિરાજોએ આટલું પણ શ્રુત સાચવી રાખ્યું તેથી તેઓએ જૈન સમાજ ઉપર મહાન ઉપકાર કરેલ છે.

**લહીઆ વિગેરેના કારણે પાઠ ભેદો હતુ છે**

હવે સૂત્રો પુસ્તકારૂઢ થવાથી તેની ભાષામાં નવો ફેરફાર થવાનો સંભવ ન રહ્યો. છતાં તે પછી પણ લહીઆઓની ભૂલથી તેમજ બીજાં કારણોથી ઘણા પાઠ ભેદ ઉત્પન્ન થયા છે. એક જ સૂત્ર કે ગ્રંથની જુદા જુદા ઠેકાણાની પ્રતમાં ક્યાંક ક્યાંક પાઠ ફરક તો દેખાય છે જ.

**નંદી સૂત્ર આ વખતે રચાયું**

સૂત્રોનો આ રીતે ઉદ્ધાર કરતી વખતે શ્રી દેવર્દ્ધિગણિએ એક નવું સૂત્ર રચ્યું તેનું નામ નંદી સૂત્ર રાખવામાં આવ્યું. આ સૂત્રમાં તેમણે પાંચ જાતના જ્ઞાનની સમજણ આપવા ઉપરાંત તે વખતના હેયાત સૂત્રોની ટીપ પણ આપી છે. તે ટીપમાં તેમણે એકંદર ૭૨ સૂત્રો બતાવ્યા છે. અને તેને બે ભાગમાં વહેંચેલા છે. (૧) કાલિક અને (૨) ઉત્કાલિક. દિવસ અને રાત્રિની પહેલી અને છેલ્લી એ બે પૌરૂષીમાં જ ભણી શકાય તે કાલિક સૂત્રો અને સર્વ કાળે, ગમે ત્યારે ભણી શકાય તે ઉત્કાલિક.

## પ્રકરણ ૧૦ મું

# ચૌદ પૂર્વોનો રચનાક્રમ

**રચના બાબત મતભેદ** ત્રિપદી એ સમસ્ત દ્વાદશાંગીનું બીજ છે એ તો સૌ કોઇ કબુલ કરે છે. પરંતુ તે પછી સૂત્રોના રચનાક્રમ સંબંધમાં થોડોક મતભેદ છે. એક પક્ષ એમ કહે છે કે બારેય અંગ સૂત્રો એકથી બારના ક્રમ પ્રમાણે જ રચાય છે એટલે કે પહેલુ આચારાંગ અને છેલ્લું બારમુ દૃષ્ટિવાદ.

**બીજો મત** બીજો પક્ષ કહે છે કે ત્રિપદીનું બીજ પલ્લવિત થતાં એનું પૂર્વગત (ચૌદ પૂર્વ) શ્રુતરૂપ ઝાડ બને છે. અને એ ઝાડમાંથી ઇષ્ટ વસ્તુઓ લઇ અગીઆર અંગ રચાય છે. એટલે કે ગણધરો પ્રથમ ચૌદ પૂર્વો રચે છે અને તે પછી આચારાંગાદિ અગીઆર અંગો રચે છે. તોપણ આ પક્ષવાળા એટલું તો કબુલ કરે જ છે કે રચનાના હિસામે ચૌદ પૂર્વો ભલે પહેલાં રચાયાં પણ સ્થાપનામાં તો તે છેલ્લાં જ છે.

**દૃષ્ટિવાદના બીજા ભાગોનું શું ?** આની અંદર એક સ્ખલન એ છે કે ચૌદ પૂર્વ એ દૃષ્ટિવાદ સૂત્રનો ભાગ છે. ચૌદ પૂર્વોને પહેલાં રચાયાનું કહેનારા એ

દૃષ્ટિવાદના બીજા ભાગો પહેલા રચાયા કે છેલ્લા તે બાબત સ્પષ્ટ ઉલ્લેખ કરતા નથી. પરંતુ દૃષ્ટિવાદના બીજા ભાગો પહેલાં રચાયાનુ તો ચોક્કસ રીતે કહેતા જ નથી. એટલે એ બીજા ભાગો તો છેલ્લા રચાયા હોવાનું તેઓ પણ માને છે એમ આપણે સમજવું જોઈએ. અને બીજા ભાગો પછી બન્યા અને ફક્ત ચૌદ પૂર્વો પહેલાં બન્યા એમ માનવું એ તો ઘણું જ ભૂલભરેલું લાગે છે.

**પૂર્વના અર્થ ઉપરથી થતો મતભેદ** આ મતભેદ 'પૂર્વ' શબ્દનો અર્થ આગળનું એમ કરવાથી ઉત્પન્ન થયો હોય એમ લાગે છે. સ્થાનકવાસી પંડિત મુનિશ્રી અમોલખઋષિજી તેમના નંદી સૂત્રના ભાષાંતરના ૧૯૫ મા પાનાંની અંતિમ ટિપ્પણમાં લખે છે કે ભગવાન તીર્થની સ્થાપના કરે ત્યારે ગણધરને પ્રથમ આ જ્ઞાન (ચૌદ પૂર્વનું જ્ઞાન) શીખડાવે છે, તેથી તેનું નામ 'પૂર્વ' કહેવાય છે.

**વદતો વ્યાઘાત** એક વખત આપણે એમ માનીએ કે ભગવાન ગણધરને ત્રિપદી કહે એટલે ગણધરને ઉત્કૃષ્ટ મતિ અને શ્રુત જ્ઞાન ઉત્પન્ન થાય છે અને પછી ગણધર મુહુર્ત માત્રમાં જ બારેય અંગ સૂત્રો રચે છે અને પછી બીજી વખત આપણે એમ કહીએ કે ભગવાન ગણધરને પહેલાં ચૌદ પૂર્વનું જ્ઞાન શીખડાવે છે તો એ વદતો વ્યાઘાત થાય છે.

**સમન્વય** પરંતુ અહિંઆ આપણે એનો અર્થ આ પ્રમાણે ઘટાવી શકીએ. ગણધર મહારાજ દીક્ષા લીધા પહેલાં જ ચૌદ પૂર્વ જેટલું અથવા ત્યાં સુધીનું બધું જ્ઞાન શીખેલા હોય છે પરંતુ તે તેમનું જ્ઞાન ખાસ સદ્‌ગુરૂ પાસેથી લીધેલું નહિ હોવાથી ભ્રમવાળું હોય છે. અને તેથી તેઓ પોતાને બહારથી તો સંપૂર્ણ જ્ઞાની કહેવડાવતા હોવા છતાં અંદરથી શંકાશીલ હોય છે અને તેઓ

શ્રી તીર્થંકર ભગવાન પાસે આવે છે ત્યારે ભગવાન પોતે જ તેમની આંતરિક શંકાઓનું નિવારણ કરે છે. તેથી તેમનાં ભ્રમો ટળી જાય છે. અને ઉત્કૃષ્ટ સત્ય જ્ઞાન પ્રગટ થાય છે.

આમ ઘટાવીને સમન્વય કરવા છતાં ચૌદ પૂર્વનું જ્ઞાન ભગવાને ગણધરને પહેલું શીખડાવ્યું એમ સિદ્ધ થયું કહેવાય નહિ. કારણ ગણધરને પૂર્વનું જ્ઞાન તો પહેલેથી હોય છે પણ તે ભ્રમવાળું હોય છે. અને ભગવાન તેમની શંકાઓ કાઢી નાંખી. ભ્રમ ટાળી નાંખે છે એટલે સત્ય જ્ઞાન પ્રગટ થાય છે.

**પૂર્વ એટલે અપૂર્વ** પૂર્વનો અર્થ આગળનું એમ કરવાથી આ મતભેદ ઉત્પન્ન થયો છે. પરંતુ પૂર્વનો અર્થ અપૂર્વ–ઉત્તમ એમ કરીએ તો તે મતભેદ ટળી જશે. જેમ પૂર્વ દિશા એ સર્વથી ઉત્તમ દિશા ગણાય છે તેમ પૂર્વ અંગ સૂત્રો એટલે ઉત્તમ, ઉત્કૃષ્ટ જ્ઞાનવાળા અંગ સૂત્રો એમ અર્થ કરીએ તો પછી મતભેદને સ્થાન રહેતું નથી.

**બીજો મુદ્દો** આ મતભેદવાળા બીજો મુદ્દો એ બતાવે છે કે ચૌદ પૂર્વોમાંથી ઇષ્ટ વસ્તુઓ લઇને અગીઆર અંગ રચાય છે. ઇષ્ટ વસ્તુ તો ઉત્તમ જ હોય. અને પૂર્વોમાંથી ઉત્તમ વસ્તુઓ લઇને અગીઆર અંગ રચ્યા હોય તો તે અગીઆર અંગની મહત્તા ચૌદ પૂર્વો કરતાં પણ વધારે હોવી જોઇએ. જ્યારે આપણે ચાલી આવતી માન્યતા જોઇએ તો જણાય છે કે ચૌદ પૂર્વની મહત્તા જૈનોમાં અગીઆર અંગ કરતાં વિશેષ ગણાતી આવી છે એ માન્યતાને આધારે તો આપણે એમ અનુમાન કરી શકીએ કે અગીઆર અંગ કરતાંય ચૌદ પૂર્વમાં ઘણું વિશેષ જ્ઞાન હોવું જોઇએ અને બારેય અંગ સૂત્રો મૂળ કેટલા કેટલા પદના હતા તે આપણે

જોઈશું તો જણાશે કે ચૌદ પૂર્વો ઘણા મોટા છે. એટલે વિષયની દૃષ્ટિએ તેમજ કદની દૃષ્ટિએ ચૌદ પૂર્વો સૌથી વિશેષ મહત્ત્વવાળા છે એ નક્કી છે.

**સર્વોચ્ચ પાઠય પુસ્તક છેલ્લુંજ રચાય છે** જેમ શાળા, વિદ્યાપીઠના પાઠય પુસ્તકો નીચલા વર્ગનાં પહેલાં રચાય છે અને ઉંચા ઉંચા વર્ગના પછી પછીથી રચાય છે તેમ પૂર્વોનો વર્ગ અંગ સૂત્રોમાં સૌથી ઉંચો છે તો પછી પૂર્વો સૌથી છેલ્લા રચાયા હોય તો તેમાં અસંભવિત જેવું કાંઈ લાગતું નથી.

**ત્રીજો મુદ્દો** મતભેદવાળા ત્રીજો મુદ્દો એ બતાવે છે કે ચૌદ પૂર્વો પહેલાં રચાયા પણ તે સામાન્ય માણસને શીખવાને માટે બહુ અઘરા હતા. તેથી તેઓના હિત માટે, તેઓના શિક્ષણ માટે જૈન ધર્મના મુખ્ય તત્ત્વો. વિષયોને સહેલી ભાષામાં ગુંથીને અગીઆર અંગ બનાવ્યા. સર્વોચ્ચ પાઠય પુસ્તકો છેલ્લાંજ બને એમ આપણે જાણીએ છીએ તે ન્યાયે તો સૌથી અઘરૂં, સૌથી ભારે જ્ઞાનવાળું ચૌદ પૂર્વ સહિતનું દૃષ્ટિવાદ સૂત્ર સૌથી છેલ્લું બન્યું હોય એમ જ સમજાય છે.

છતાં અત્યારે તો અનુમાન, અટકળ સિવાય સત્ય જાણવાનું આપણી પાસે બીજું કોઇ સાધન નથી. અને દૃષ્ટિવાદ સૂત્ર પણ હાલ અસ્તિત્વમાં નથી. તો તે સંબંધી નકામી વિશેષ ચર્ચા નહિ કરતાં જેને જેમ ગમે તેમ માન્યતા રાખે તોપણ તેમાં કાંઇ નુકશાન નથી.

## પ્રકરણ ૧૧ મું

## અંગ સૂત્રો
### એક આધ્યાત્મિક શિક્ષણક્રમ

હાલના જમાનામાં કે જુનામાં જુના જમાનામાં જુઓ પરંતુ દરેક જમાનાનો શિક્ષણક્રમ એક જ જાતનો હોય છે એટલે કે પહેલું અક્ષરજ્ઞાન અપાવે, પછી શબ્દ જ્ઞાન, પછી સામાન્ય જ્ઞાન અને છેવટે ઉચ્ચ જ્ઞાન.

હુશીઆર વિદ્યાર્થી જલ્દી શીખી જાય ત્યારે મંદ વિદ્યાર્થીને શીખતાં વાર લાગે. આગળના વખતમાં હાલના જેવા નિશાળના વર્ગો અને વર્ગોની મુદતો નહોતી. અત્યારે હુશીઆર વિદ્યાર્થી પણ વર્ગની મુદત પુરી કર્યા પછી જ ઉપરના વર્ગમાં જઈ શકે જ્યારે આગળના વખતમાં તો જેમ જેમ વિદ્યાર્થી જ્ઞાન ગ્રહણ કરતો જાય તેમ તેમ આગળ ચડતો જતો. એટલે હુશીઆર વિદ્યાર્થી થોડા વખતમાં પણ ઘણું જ્ઞાન મેળવી શકતો.

શિક્ષણક્રમ પ્રમાણે જ પાઠય પુસ્તકો રચાયા. જેમ શિક્ષણની શરૂઆત સૌથી નીચલા વર્ગથી થાય તેમ પાઠય પુસ્તકો પણ પહેલાં નીચલા વર્ગોનાં જ રચાય અને ઉત્તરોત્તર ચડતા વર્ગ માટે પાઠય પુસ્તકો રચાય. આ ક્રમ કુદરતી છે અને સર્વસામાન્ય છે.

## પ્રકરણ ૧૨ મું

## સૂત્રોનું વર્ગીકરણ

**ગણિપિટક** — શ્રી મહાવીર સ્વામીના વખતમાં તો બાર અંગ સૂત્રો જ હતાં. અને તેને સમૂહવાચક નામ તરીકે દ્વાદશાંગી નામથી ઓળખવામાં આવતા. સૂત્રોમાં આ બાર અંગને દુવાલસંગ (દ્વાદશાંગી) કહે છે. તેમજ ગણિપિડગ (ગણિપિટક) પણ કહે છે. ગણિ એટલે સાધુઓના ગણ-સમૂહના નાયક, આચાર્ય અને આચાર્ય પાસે રહેતી જ્ઞાનની પેટી તે પિટક. શ્રી સૂત્રકૃતાંગ સૂત્રમાં જણાવ્યું છે કે જૈન શ્રમણ નિર્ગ્રંથોનું આચારાંગથી માંડીને દૃષ્ટિવાદ સુધીના બાર અંગો રૂપી ગણિપિટક છે. એટલે બાર અંગ સૂત્રો ગણિપિટક નામથી ઓળખાય છે.

**અંગ બાહ્ય**
**અંગપ્રવિષ્ટ** — શ્રી વીરનિર્વાણ પછી જ્યારે બીજા સૂત્રો રચાવા માંડયાં ત્યારે અંગ સૂત્રોની અપેક્ષાએ, નવાં સૂત્રોને ઓળખાવવા માટે 'અંગબાહ્ય' એવું સમૂહવાચક નામ યોજાયું. અંગબાહ્ય એટલે અંગ સૂત્રોની બહારના સૂત્રો, અંગ સૂત્રો સિવાયનાં સૂત્રો, અને અંગ બાહ્ય શબ્દની અપેક્ષાએ દ્વાદશાંગી માટે 'અંગ પ્રવિષ્ટ' શબ્દ યોજાયો. અંગ પ્રવિષ્ટ એટલે અંગ માંહેનાં સૂત્રો. એટલે બાર અંગ સૂત્રો આ પ્રમાણે સૂત્રના મુખ્ય બે વર્ગ પડયા.

**કાલિક ઉત્કાલિક** તે પછી અંગબાહ્ય સૂત્રોના પઠન કાળમાં ફેરફાર થયો. બધાં સૂત્રો ગમે ત્યારે વાંચી, શીખી, ભણી શકાયં નહિ. અમુક સૂત્રો ગમે ત્યારે ભણી શકાય, ત્યારે બીજાં અમુક સૂત્રો નિશ્ચિત કાળેજ ભણી શકાય આ પ્રમાણે બે ભેદ—બે વર્ગ પડ્યા. તેનાં નામ અપાયાં—(૧) કાલિક અને (૨) ઉત્કાલિક. કાલિક એટલે દિવસ અને રાત્રિની પહેલી અને છેલ્લી એ બે પોરિસીમાં જ ભણી શકાય તે. અને સર્વકાળે, ગમે ત્યારે ભણી શકાય તે ઉત્કાલિક. એટલે કે—કાલિક સૂત્રો દિવસની અને રાત્રિની પહેલી અને છેલ્લી એમ બન્ને પોરિસીમાં જ ભણી શકાય. ત્યારે ઉત્કાલિક સૂત્રો ગમે ત્યારે ભણી શકાય. આ બે વર્ગ કાળની અપેક્ષાએ થયા.

**ચાર વિભાગમાં વર્ગીકરણ** શ્રી આર્યરક્ષિતસૂરિના સમય સુધી એટલે કે લગભગ વીર સંવત ૫૯૦ સુધી આ સિવાય સૂત્રોના બીજા કોઈ વર્ગ પડ્યા નહોતા. શ્રી આર્યરક્ષિતસૂરિએ પહેલ વહેલાં સૂત્રોના વિભાગ વિષય પ્રમાણે પાડ્યા. તેમણે બધાં સૂત્રોને ચાર વિભાગમાં વહેંચી નાંખ્યા. તે વિભાગો નીચે પ્રમાણેઃ—

(૧) દ્રવ્યાનુયોગ—દ્રવ્ય એટલે તત્ત્વ અને અનુયોગ એટલે મીમાંસા. દ્રવ્યાનુયોગ એટલે આત્મા વિગેરે દ્રવ્યોની મીમાંસા. અથવા તત્ત્વજ્ઞાન.

(૨) ગણિતાનુયોગ—ખગોળ તથા ભૂગોળના પરિમાણોનું ગણિત.

(૩) ચરણકરણાનુયોગ—ક્રિયાકાંડ દૈનિક આચારની મીમાંસા.

(૪) ચરિતાનુયોગ—વર્ણન કે ઐતિહાસિક કથા ચરિત્રોનો સંગ્રહ.

**વર્ગીકરણ બરાબર નહોતું** આ પ્રમાણે ચાર વિભાગો તો પાડ્યા. પણ તે વિભાગોમાં સૂત્રોને વહેંચવાનું મુશ્કેલ પડયું, કારણ કે ઘણીવાર એક જ સૂત્રમાં બે કે ત્રણ વિભાગના વિષયો ચર્ચાયા હોય છે. તેથી તેવા સૂત્રોને ઉપર પ્રમાણેના અલગ અલગ ભાગમાં વહેંચી શકાય તેમ નહોતું. તેથી વિષયની અપેક્ષાએ ઉપરના વિભાગો કાયમ રહ્યા. એટલે કે સૂત્રમાં આવી રીતના ચાર જાતના વિષયો આવે છે એટલું આ વિભાગો ઉપરથી સમજી શકાય. પરંતુ સૂત્રોના વિભાગ પડયા નહિ. સૂત્રોને ઉપરના ચારમાંથી અમુક એક ભાગમાં મૂકી શકાયા નહિ. એટલે સૂત્રો લિપિબદ્ધ થયા ત્યારે પણ તે વખતનાં સૂત્રોની કાલિક અને ઉત્કાલિક એમ બે ભાગમાં જ બે લાંબી ટીપ 'નંદી સુત્ર' માં આપેલી છે. આ ટીપો આ પુસ્તકના ત્રીજા ભાગમાં આપવામાં આવેલી છે.

**૭ ભાગમાં વર્ગીકરણ** ઘણા વખત પછી કોઈ એક વખત સર્વ સૂત્રોને ૭ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યા. આ ભાગો કોણે પાડયા અને કયારે પાડયા તેની નોંધ મળતી નથી. આ ૭ ભાગો નીચે પ્રમાણે છેઃ—

(૧) અંગ સૂત્રો
(૨) ઉપાંગ સૂત્રો
(૩) મૂળ સૂત્રો
(૪) છેદ સૂત્રો
(૫) ચૂલિકા સૂત્રો
(૬) પ્રકીર્ણ સૂત્રો

**અંગબાહ્ય સૂત્રોનું વર્ગીકરણ** આમાં પહેલો ભાગ અંગ સૂત્રો છે. તે તો પહેલેથી જ એ નામથી ઓળખાતાં હતાં. એટલે ખરી રીતે અંગબાહ્ય સૂત્રોને જ પાંચ વિભાગમાં વહેંચવામાં આવ્યા છે. બાર અંગ સૂત્રોની

અપેક્ષાએ અંગબાહ્ય સૂત્રોમાંથી મહત્ત્વના બાર સૂત્રોને ચૂંટી કાઢી તેને 'ઉપાંગ' સૂત્રો નામ આપવામાં આવ્યું હશે એમ હું કલ્પના કરું છું

## મૂળ સૂત્રો

મુમુક્ષુ વિદ્યાર્થીને સૌથી પહેલા, મૂળથી, શરૂઆતથી જે શીખવી શકાય અને શરૂઆતનો વિદ્યાર્થી જે સરળતાથી સમજી શકે તેવા સૂત્રોને મૂળ સૂત્રો કહેવાયાં હોય એમ મને લાગે છે. મૂળ સૂત્રો તરીકે જે સૂત્રો મૂકાયા છે તે જોતાં મારું અનુમાન વાસ્તવિક લાગે છે.

## છેદ સૂત્રો

છેદ એટલે છેદી નાંખવું, એટલે કે આચારમાં ખામીઓ આવી ગઈ હોય તેને કેમ છેદી નાંખવી, ખામી મટાડીને કેમ શુદ્ધ થવું તે બતાવનાર સૂત્રોને છેદ સૂત્રો કહેવામાં આવ્યાં એમ દેખાય છે. છેદ સૂત્ર વિભાગમાં મુકેલાં સૂત્રો જોતાં આ અર્થ વાસ્તવિક–બરાબર લાગે છે.

## ચૂલિકા

ચૂલિકા એટલે પૂરવણીરૂપ. મૂળને પૂરવણી થાય તેવાં સૂત્રો અને પ્રકીર્ણ એટલે પરચુરણ. ઉપરના વિભાગોમાં ન આવી શકે તેવા, જુદા જુદા વિષયનાં, નાનાં અને બહુ મહત્ત્વનાં ન હોય તેવાં સૂત્રો તે પ્રકીર્ણ અથવા પરચુરણ સૂત્રો.

## ઉપાંગ સૂત્રો

અંગ સૂત્રોની અપેક્ષાએ ઉપાગ શબ્દ યોજાયો હોય એમ લાગે છે તે મેં ઉપર જણાવ્યું છે. અંગ એટલે શરીર અને તેનાં ઉપાંગો એટલે અવયવો; શરીરના અવયવો તો શરીરની સાથે જોડાયેલા જ હોય અને જોડાયેલા જ રહે, છૂટા ન રહે એમ ગણીને કોઇ વિદ્વાન

મુનિરાજે દરેક ઉપાંગને એક એક અંગ સૂત્ર સાથે જોડી દીધું છે ! ફક્ત ભાવાર્થથી અંગ અને ઉપાંગ સૂત્રો જોડાયલા રહે ને ઉપમાને ખામીવાળું લાગ્યું હશે ! માટે અંગ સૂત્ર સાથે ઉપાંગ સૂત્રને ખાસ સીધો સંબંધ નહિ હોવા છતાં એકેક અંગ તથા ઉપાંગને સાથે જોડી દીધા, જેમકે પહેલા અંગ સૂત્ર આચારાંગનું ઉપાંગ ઔપપાતિક સૂત્ર, સૂત્રકૃતાંગનું ઉપાંગ રાજપ્રશ્નીય, પરંતુ આવી રીતે જોડકાં બનાવવા જતાં પણ તેમને મુશ્કેલી નડી. મૂળ અંગ સૂત્ર ભલે બાર હતા પણ છેલ્લું દ્રષ્ટિવાદ સૂત્ર ઘણા સમય પહેલાં વિચ્છેદ જવાથી બાકી અંગ સૂત્રો તો અગીઆર જ રહ્યા હતા. ત્યારે ઉપાંગ તો બાર હતા. માટે છઠ્ઠા અંગ સૂત્ર-જ્ઞાતાધર્મનાં ઉપાંગ તરીકે ચંદ્રપ્રજ્ઞપ્તિ અને સૂર્યપ્રજ્ઞપ્તિ એ બે ઉપાંગોને જોડી દીધાં. જ્યારે ઉપાંગ નામ જોડવામાં આવેલ હશે ત્યારે આવી જાતનો અંગ સાથે ઉપાંગનો સંબંધ જોડવાનું તો ધ્યાનમાં જ નહિ હોય અને સંબંધ વિનાનાં આવાં જોડકણાંને ખાસ ધ્યાનમાં લેવાની મને જરૂર લાગતી નથી.

### પાંચ ભાગોના જુદા જુદા અર્થો.

અંગ સિવાયના પાંચ ભાગોના આ પ્રમાણે મેં મારી કલ્પના મુજબના અર્થ કર્યાં છે અને મને તે યથાર્થ લાગે છે. આ ભાગો પાડનારાનો મૂળ આશય મારા ઉપર કહેલા અર્થ પ્રમાણેનો હશે એમ મને લાગે છે. અને આ નામો બુદ્ધિપૂર્વક યોજાયાં છે એમ દેખાય છે. પરંતુ આ ભાગોનાં બીજા સુચક અર્થો વિદ્વાન મુનિરાજોએ ઘટાવેલા છે તે પણ ખાસ જાણવા જેવા હોઇ નીચે આપું છું.

### અંગ

જૈન ધર્મ શાસ્ત્રોમાં અંગ એટલે અંગ સૂત્રો સમજાય છે, ત્યારે વ્યવહારમાં અંગનો અર્થ શરીર થાય છે. તે અર્થ લઇને, શ્રુતને પુરૂષની ઉપમા આપીને નંદી સૂત્રની ચુર્ણીમાં કહ્યું છે કે જેમ પુરૂષને

બે પગ, બે જંઘા (ઘુંટણથી કુંટી સુધીનો ભાગ), બે સાથળ, બે ગાત્રાર્ધ (છાતી અને પેટ આગળથી પીઠ સુધીના ભાગ), બે હાથ, એક ડોક અને એક માથુ એમ બાર અવયવો (અંગ) હોય છે, તેમ શ્રુત પુરુષને આચારાંગ વિગેરે બાર અંગ (સૂત્રો) છે. પગની અંદર જંઘા તથા સાથળનો સમાવેશ થઇ જાય છે એટલે એ રીતે બંધબેસતુ નથી. પણ પગનો અર્થ આખો કરવાને બદલે ઘુંટણ નીચેનો પોચાનો ભાગ એમ અર્થ લઇએ તો કાંઇક બંધબેસતુ ગણાય.

પરંતુ એકંદર આ ઉપમા વાસ્તવિક લાગતી નથી. કારણ કે, હાથ–પગ વિગેરે અવયવો તો શરીરના ભાગો–ઉપાંગો છે. એટલે એ અવયવોની ઉપમા ઉપાંગોને બરાબર લાગુ પડી શકે છે, પણ અંગને નહિ. તેના કરતા સ્થાનકવાસી સંપ્રદાયના પંડિત મુનિશ્રી સ્વ. પૂજ્ય અમોલખ ઋષિજીએ આ નામોના વધારે સારી રીતે સૂચક અર્થો ઘટાવ્યા છે અને તે નીચે પ્રમાણે છે —

અંગ—જેમ શરીરના આધારથી સંસારી જીવ વિશ્વમા રહે છે તેમ જ્ઞાનના આધારથી ધર્મ વિશ્વમા ટકી રહે છે. માટે ધર્મના સ્થંભરૂપ જ્ઞાનથી પરિપૂર્ણ ગ્રંથને અંગ અથવા અંગ સૂત્ર કહે છે.

આ વ્યાખ્યા બંધબેસતી, ભાવવાહી, સુંદર અને ભવ્ય છે.

### ઉપાંગ

જેમ અંગ શરીરને હાથ, પગ વિગેરે ઉપાંગો અવયવો હોય છે તે પ્રમાણે દ્વાદશાંગી રૂપી અંગને બાર ઉપાંગો છે. તેનું મુખ્ય કામ, અંગ સૂત્રોમાં સૂચવાયેલા વિષયોનું સ્પષ્ટીકરણ કરવાનું છે.

### છેદ સૂત્રો

જેમ કોઇ વસ્ત્ર ફાટી ગયું હોય તો તેને થીગડું મારી સરખું કરી શકાય અથવા કોઇ વાસણ તુટી ગયુ હોય તો તેને સાંધી સરખું

કરી શકાય. તે પ્રમાણે દીક્ષા સમયે ગ્રહણ કરેલા સંયમને લગતા નિયમો થોડે ઘણે અંશે દુષિત બનતાં પ્રાયશ્ચિત આદિ લઈને તેને શુધ્ધ બનાવી શકાય. એ શુદ્ધિની રીતો બતાવનાર ગ્રંથ તે છેદ સૂત્ર કહેવાય છે.

## મૂળ સૂત્રો

જેમ ઝાડનું મૂળ મજબુત હોય તેમ તે વધુ ખતર ટકી શકે, અને ફાલીફુલી પણ શકે તેમ જે વિષયોના પઠન પાઠનથી સમ્યકત્વરૂપ વૃક્ષનું મૂળ દઢ બને તે દશવિધ યતિધર્મરૂપે વિકસિત થાય એવા વિષયો રજુ કરનાર ગ્રંથ મૂળ સૂત્ર કહેવાય છે.

આ ઉપરથી એમ પણ અર્થ કાઢી શકાય કે ધર્મ જ્ઞાનના શિક્ષણમાં જે ગ્રંથોનું પહેલા પઠનપાઠન થાય તે મૂળ સૂત્રો કહેવાય. મૂળ સૂત્રોનાં તેમજ બીજા વિભાગોના નામોના બીજા ઘણા અર્થો જુદી જુદી વ્યક્તિઓએ કરેલા છે પણ શ્રી અમોલખ ઋષિજીએ ઉપરના જે અર્થો-વ્યાખ્યાઓ કરી છે તે સર્વ કરતાં શ્રેષ્ઠ લાગે છે.

## ચૂલિકા

ચૂલિકા એટલે મૂળ સૂત્રમાં ન બતાવેલ હકીકતનો સંગ્રહ કરી તેને અંતમાં બતાવવી તે, એવો અર્થ અર્ધ માગધી કોશમાં નંદી સૂત્રના આધારે કરેલ છે. દેરાવાસીઓ ચૂલિકા વિભાગમાં બે સૂત્રો મૂકે છે-(૧) નંદી સૂત્ર અને (૨) અનુયોગદ્વાર. ઉપરના અર્થ પ્રમાણે આ સૂત્રો આ વિભાગમાં ઘટતા નથી.

## પ્રકીર્ણ એટલે પરચુરણ

આ દરેક ભાગમાં કયા કયા સૂત્રો ગણાય છે તેની વિગત આ પુસ્તકના ત્રીજા ભાગમાં આપેલી છે. તેમાં પણ મૂર્તિપૂજક તેમજ

સ્થાનકવાસીઓની માન્યતામાં ફરક છે. સ્થાનકવાસીઓ ઉપરના ૭ ભાગમાંથી પહેલા ચાર ભાગને જ માન્ય રાખે છે. છેલ્લા બે ભાગ—ચૂલિકા અને પ્રકીર્ણ—ને માનતા નથી. અંગ અને ઉપાંગ સૂત્રોને બન્ને સંપ્રદાયો એક સરખા માને છે. પરંતુ મૂળ સૂત્રો અને છેદ સૂત્રોમાં બન્ને સંપ્રદાયોનો મતભેદ છે. આ મતભેદનું કારણ આગળ બતાવવામાં આવેલ છે. અને દરેક સંપ્રદાયની માન્યતા અનુસારના સૂત્રોના નામોની તથા વર્ગીકરણોની જુદી જુદી ટીપો આ પુસ્તકના ત્રીજા ભાગમાં આપી છે.

## પ્રકરણ ૧૩ મું

## અંગબાહ્ય સૂત્રો કોણે રચ્યાં ?

દ્વાદશાંગીના બાર અંગસૂત્રો શ્રી ગણધર મહારાજના બનાવેલા હોય છે અને હાલ આપણા અંગસૂત્રો શ્રી સુધર્મા સ્વામીના બનાવેલા છે. તે આપણે આગળ ઇતિહાસ વિભાગમાં જોઈ ગયા છીએ. અંગ સૂત્રોને અંગપ્રવિષ્ટ સૂત્રો કહે છે. આપણે હાલમાં જેટલા સૂત્રો માનીએ છીએ તેની સંખ્યા તો ઘણી વધારે છે. તેમાંથી બાર અંગ સૂત્રો બાદ કરતાં બાકીના સૂત્રોને અંગબાહ્ય સૂત્રો કહેવામાં આવે છે.

સામાન્યપણે આપણે કહી શકીએ કે ધર્મપ્રવર્તકના બનાવેલા હોય તે જ ખરા સૂત્રો ગણી શકાય. અને આપણા છેલ્લા ધર્મપ્રવર્તક તીર્થંકર શ્રી મહાવીર સ્વામી હતા. તો શ્રી મહાવીર ભગવાનની પ્રેરણાથી શ્રી સુધર્મા સ્વામીએ બનાવેલા બાર અંગ સૂત્રો તેજ ખરા સૂત્રો કહેવાય એટલે કે બાર અંગ સૂત્રો જ ખરેખર મહત્ત્વના ગણાય.

શ્રી મહાવીર ભગવાનના સમયમાં બાર અંગ સૂત્રો હતાં તે તો આપણે જાણીએ છીએ, પરંતુ તે સિવાયના બીજાં સૂત્રો પણ હતાં કે કેમ તે એક પ્રશ્ન થાય છે. તેનું સમાધાન થઈ શકે તેમ છે. પહેલું

તો એ કે હાલના ઉપલબ્ધ સૂત્રો તથા પુસ્તકોમાં ક્યાંય એ વાત જણાતી નથી કે અંગ બાહ્યમાનું કોઈ પણ સૂત્ર શ્રી મહાવીર ભગવાનના સમયમા વિદ્યમાન હતું. ઉપરાંત એમ પણ સમજી શકાય છે કે ભગવાનની હૈયાતીમા ગણધર મહારાજ સિવાય બીજા કોઇને સૂત્ર બનાવવાની જરૂર પડે એ પણ સંભવિત લાગતુ નથી. જેટલા સૂત્રોની જરૂર હતી તેટલા સૂત્રો ભગવાનની પ્રેરણાથી બનાવાઈ ગયા હતા. એટલે અગબાહ્ય સૂત્રો ભગવાનની હૈયાતીમા બન્યા નહોતા એમ ચોક્કસ દેખાય છે

અંગબાહ્ય સૂત્રોમા કોઇ નવું જ્ઞાન, નવો વિષય કે નવી બાબત બતાવેલી નથી, જે કાંઇ આ વધારાના સૂત્રોમાં છે તે સર્વ મૂળ અંગસૂત્રોમાં હતું અને છે. આ વધારાના સૂત્રોમાં મૂળ અંગસૂત્રોમાંના અમુક વિષયોનું વિશેષ સ્પષ્ટિકરણ છે એમ કહી શકાય. શ્રી મહાવીર ભગવાનના સમય સુધીમાં માણસોની યાદશક્તિ તેમજ સમજશક્તિ સારી રીતે તિવ્ર હતી, તેથી અંગસૂત્રો તેના અર્થ અને વિવરણ સાથે જે પ્રમાણે શીખવવામાં કે સમજવામાં આવતા તે પ્રમાણે જ બરાબર સૌ કોઇ સમજી કે શીખી શકતા; તેથી એના કરતાં વધારે સ્પષ્ટિકરણવાળા ગ્રંથની જરૂર જ પડી નહોતી. ઉપરાત ભગવાનની હૈયાતીમાં બીજા કોઇએ નવું સૂત્ર-રચવું એ ખુદ ભગવાનની જ આશાતના

તો પણ આ વધારાનાં સૂત્રો એટલે કે અંગબાહ્ય સૂત્રો કયારે કયારે રચાયાં અને કોણે કોણે રચ્યાં તે આપણે જાણવાનું રહે છે. આ સંબંધી સંપૂર્ણ માહીતિ ઉપલબ્ધ નથી. પરંપરાથી એટલી માહીતિ આપણી પાસે આવી છે કે શ્રી મહાવીર ભગવાને જે અંતિમ ઉપદેશ કર્યો હતો તે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં સંગ્રહાયેલો છે. એટલે શ્રી મહાવીર ભગવાને પોતાના મોક્ષગમન પહેલાં જે છત્રીસ વણપૂછાયેલા પ્રશ્નોના ખુલાસા કરેલા તે એકઠા કરી છત્રીશ અધ્યનવાળું સૂત્ર બનાવેલું છે. પરંતુ ઉપદેશ કોણે એકત્ર કર્યો અથવા કોણે ઉત્તરાધ્યયન સૂત્ર બનાવ્યું તેની હકીકત મળી શક્તી નથી. તે વખતે ગણધર શ્રી સુધર્મા સ્વામી હૈયાત હતા માટે તેમણે બનાવ્યું હોય એમ માનવું હોય તો માની શકાય. પણ તેથી તે અંગ સૂત્ર તો ન ગણાય. કારણ કે તે મુળ સૂત્ર તરીકે બનાવેલુ નહોતું. પણ તેમાં ફક્ત ઉપદેશનો સંગ્રહ અથવા અમુક વિષયોનું વિવરણ જ હતું.

આ પ્રમાણે અંગ બાહ્ય સૂત્રોમાં, શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર સૌથી પહેલું રચાયું હોય એમ માનવાને કારણ રહે છે. ઉપરાંત શ્રી મહાવીર સ્વામીના હસ્તદિક્ષિત શિષ્ય શ્રી વીરભદ્રગણિએ 'ચતુઃશરણ' અને, 'આતુર પ્રત્યાખ્યાન' એમ બે સૂત્રો બનાવેલાં હતાં, તે પણ શ્રી મહાવીર નિર્વાણ પછી તુરતમાં બનાવાયા હશે એમ માની શકાય છે. આ બન્ને સૂત્રો મૂળ સૂત્રોના ભાગ ગણી શકાય અથવા આ સૂત્રોમાં મૂળ સૂત્રોના વિષયને વધારે સ્પષ્ટ કરેલ છે એમ કહી શકાય. તે પછી શ્રી દશવૈકાલિક સૂત્ર રચાયાની હકીકત ઇતિહાસના પાને નોંધાયેલી છે.

તે સૂત્ર શ્રી શય્યંભવ સ્વામીએ તેમના પુત્ર અને શિષ્ય મનકને ટુંક સમયમાં જરૂર પૂરતુ સર્વ જ્ઞાન આપવાના ઇરાદાથી બારમા અંગ સૂત્ર દ્રષ્ટિવાદમાંના 'ચૌદ પૂર્વ' નામના સૂત્ર ગ્રથોમાંથી તારવીને એટલે કે મહત્ત્વની ગાથાઓ ચૂટી કાઢીને દશ અધ્યયનમાં બનાવ્યું હતુ.

શ્રી શય્યંભવ સ્વામીએ યોગદ્રષ્ટિથી મનકનું આયુષ્ય ૭ મહિનાનું બાકી છે એમ જાણતાં આ પ્રમાણે સર્વ સૂત્રોના સારરૂપ શ્રી દશવૈકાલિક સૂત્ર બનાવેલું હતુ અને તે સૂત્ર મનકના સ્વર્ગગમન પછી શ્રી શય્યંભવ સ્વામી સહરી લેવાના હતા. પરંતુ શ્રી સંઘે તેમને વિનંતી કરવાથી તેમણે તે સૂત્ર હૈયાત રાખ્યું. કારણ કે પાંચમાં આરામાં માણસોની યાદશકિત તેમજ ગ્રહણશકિત ઓછી થતી જતી હતી તેથી અંગ સૂત્રોના સારરૂપ આ નાનું સૂત્ર મુમુક્ષુઓ માટે ઘણું ઉપયોગી હતું

| સૂત્ર | કર્તાનું નામ | રચનાનો લગભગ સમય |
|---|---|---|
| ઉત્તરાધ્યયન | શ્રી મહાવીર સ્વામીનો અંતિમ ઉપદેશ | વી. સં. ની શરૂઆતમાં |
| દશવૈકાલિક | શ્રી શય્યંભવ સ્વામી | વી. સં. ૯૦ |
| ચતુઃશરણ, આતુર પ્રત્યાખ્યાન | શ્રી મહાવીર સ્વામીના હસ્ત દિક્ષીત શિષ્ય વીરભદ્રગણિ. | વી. સ. ની શરૂઆતમાં |
| પ્રજ્ઞાપના | શ્રી શ્યામાચાર્ય (અપરનામ–પહેલા કાલિકાચાર્ય). | વી. સ. ૩૪૦ |
| અનુયોગદ્વાર | શ્રી આર્યરક્ષિતસુરિ | વી. સં. ૫૯૦ |
| નિશિથ, વ્યવહાર, દશાશ્રુત, બૃહત્કલ્પ, પિંડનિર્યુક્તિ, ઓઘનિર્યુક્તિ | શ્રી ભદ્રબાહુસ્વામી. | વી. સં. ૯૭૦ |
| નંદી સૂત્ર | શ્રી દેવર્દ્ધિગણિ. | વી. સં. ૯૮૦ |
| મહાનિશીથ | મૂળ વિચ્છેદ ગયેલું પણ એનો ઉદ્ધાર શ્રીહરિભદ્રસૂરિએ કર્યો અને તે પછી તેમાં બીજા સાત આચાર્યોએ એક પછી એક ઉમેરો કર્યો તેથી એકંદર નીચે પ્રમાણેના આઠ આચાર્યોએ આ સૂત્ર બનાવ્યું છેઃ—<br>૧ શ્રી હરિભદ્ર ૨ શ્રી સિધ્ધસેન<br>૩ શ્રી વૃધ્ધવાદી ૪ શ્રી યક્ષસેન<br>૫ શ્રી દેવગુપ્ત ૬ શ્રી યશોધર<br>૭ શ્રી રવિગુપ્ત ૮ શ્રી ખંડિલાચાર્ય. | વીર સંવત ૯૭૦ થી ૧૦૪૦ |
| જીતકલ્પ | શ્રી. જીનભદ્ર ગણિ | વી. સં. ૧૦૫૫ |

પાંચમો આરો જેમ જેમ વીતતો ગયો તેમ તેમ માણસોની યાદ શક્તિ ઓછી થવા માંડી. તેથી મૂળ અંગ સૂત્રો તથા તેના વિવરણો ભૂલાવા માંડયા હતા. તેની સાથે માણસોની સમજશક્તિ, ગ્રહણશક્તિ પણ ઓછી થવા માંડી હતી. તેથી મૂળ સૂત્રોમાંના વિષયોના વધારે સ્પષ્ટ વિવરણવાળા ગ્રંથોની જરૂર પડી હશે એમ અનુમાન થાય છે અને તેથી એક પછી એક અંગ બાહ્ય સૂત્રો રચાયાં હશે એમ લાગે છે.

અને આ અંગ બાહ્ય સૂત્રોમાના ઘણા ખરાં તો વીર સંવત ત્રણસો પછી જ રચાયા છે. ઉત્તરાધ્યયન, દશવૈકાલિક, ચતુઃશરણ અને આતુર-પ્રત્યાખ્યાન એ ચાર ફક્ત વહેલાં બનેલાં છે એ તો આપણે ઉપર જોયું છે. બાકીના સૂત્રો ઘણા મોડાં રચાયાં હશે. આ સૂત્રોમાં ભગવાન મહાવીરના વખતની ઘણી કથાઓ છે તે પણ સાબીત કરે છે કે એ સુત્રો ઘણાં મોડાં રચાયાં છે. કારણ કે શરૂઆતના સો બસો વર્ષમાં તો એ કથાઓની વાતો માણસોને યાદ જ હોય. પણ ચારસો પાંચસો વર્ષનો ગાળો વીતે ત્યારે એ વાતો ભૂલાવા માંડી હોય એ સમજી શકાય તેમ છે. એટલે તે પછી આ ગ્રંથોને સૂત્રોમાં ગુંથી તે તે વાતો તાજી કરાઈ હશે

સ્થાનકવાસી પંડિત મુનિશ્રી અમોલખ ઋષિજીએ નંદી સૂત્રનું ભાષાતર કરેલું છે. અને તે રાજા બહાદુર લાલા સુખદેવ સહાયજી જવાલાપ્રસાદજીએ છપાવેલ છે તેની પ્રસ્તાવનામાં મુનિશ્રી લખે છે કે—

"આ સૂત્રના કર્તા તરીકે દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણને બતાવાય છે. પણ તે અસંભવ છે. કારણ કે સમવાયાંગ તથા ભગવતી સૂત્રોમાં નંદી સૂત્રનો ઉલ્લેખ કરાયેલો છે. માટે જેમ અગીઆર અંગ અનાદિ છે. આચાર્ય પ્રણિત શાસ્ત્રમાં જિનેન્દ્ર પ્રણિત વચનોની સાક્ષી (ઉલ્લેખ) હોય છે પણ જિનપ્રણિત સૂત્રો આચાર્ય પ્રણિત ગ્રંથોની સાક્ષી કદાપિ હોય નહિ એ કારણથી નંદી સૂત્ર જિનપ્રણિતજ છે"

આ પ્રમાણેની ખોટી માન્યતાને લીધે મુનિશ્રીએ સૂત્રમાં ઠેક ઠેકાણે ભગવાનના સંબોધનો અને ગૌતમ સ્વામીના સંબોધનો ઉમેરી દીધાં છે-કે જે મૂળમાં નથી. ભગવાન કહેતા હોય અને ગૌતમ સ્વામી સાંભળતા હોય, વચમાં પ્રશ્ન પૂછતા હોય તેવી રીતનું બતાવવાને માટે મુનિશ્રીએ આવી રીતનો ઉમેરો કરેલ છે.

આમાં મુનિશ્રીની ભૂલ લાગે છે. કારણ કે જ્યારે સૂત્રો લખાયાં ત્યારે ઘણા મુનિઓ પાસેથી જેને જેને જે જે કાંઈ યાદ હતું તે બધુંય એકઠું કરવાનું હતું. અને એ રીતે બધા સૂત્રો એકઠા કરી લખાવવાના હતા તેથી કામ ઘણું હતું. ઉપરાંત સૂત્રો સિવાયનાં ધાર્મિક પુસ્તકો પણ લખાવવાના હતા, એટલે શ્રી દેવર્ધિગણિ, ક્ષમાશ્રમણ ઉપર કામનો બોજો ઘણો હતો. તેથી પહેલાં અંગ સૂત્રો જ લખાય અને પછી અંગબાહ્ય સૂત્રો લખાય એવો નિયમ કે આગ્રહ રાખી શકાય તેમ હતું જ નહિ.

જે જલદી યાદ આવ્યું તે પહેલું લખાયું. તે પ્રમાણે અંગબાહ્ય સૂત્રોમાંનાં કોઈ પહેલાં લખાઈ ગયાં. અને તેમાં જે વિષય કે વર્ણન વધારે વિસ્તારથી લખાઈ ગયેલ હોય તે વિષય કે વર્ણન અંગસૂત્રમાં પણ આપવાનું હોય ત્યારે તે ઉપાંગ કે અંગબાહ્ય સૂત્રમાંનું વર્ણન જોઈ લેવાનું અંગ સૂત્રોમાં કહેવામાં આવ્યું છે. આવી રીતના અંગ બાહ્ય સૂત્રોના ઉલ્લેખ અંગ સૂત્રોમાં આપવાનું સૂત્રો લખાયાં ત્યારે જ થયું છે. તે પહેલાં નહિ. આ બાબત પંડિત મુનિશ્રી અમોલખ ઋષિજીના ધ્યાનમાં નહિ હોય અને તેથી જ તેમણે ઉપરની ટીકા કરી હશે એમ લાગે છે.

*

## પ્રકરણ ૧૪ મું

# નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી

શ્રી ભદ્રબાહુ સ્વામીએ ઘણી નિર્યુક્તિઓ રચી છે તેથી તેઓ નિર્યુક્તિકાર તરીકે ઓળખાય છે. નિર્યુક્તિ એટલે જેમાંથી બધ્ધ થએલા અર્થો નિર્યુક્ત થાય— નિશ્ચયપણે અથવા વિશેષપણે યુક્ત અર્થાત્ સિધ્ધ થાય તે. એટલે કે શબ્દ કે વાક્યમાં રહેલો ગૂઢ અર્થ સહેલાઈથી સમજાવે તે. નિર્યુક્તિઓ ઉપરાંત શ્રી ભદ્રબાહુ સ્વામીએ સ્વતંત્ર ગ્રંથો પણ લખ્યા છે તેની ટીપ નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| **નિર્યુક્તિઓ—** | ૧ આચારાંગ | ૬ સૂર્યપ્રજ્ઞપ્તિ |
| | ૨ સૂત્રકૃતાંગ | ૭ ઋષિભાષિત |
| | ૩ દશવૈકાલિક | ૮ પિંડ |
| | ૪ ઉત્તરાધ્યયન | ૯ ઓઘ |
| | ૫ આવશ્યક | ૧૦ સંસક્ત |
| **સ્વતંત્ર ગ્રંથો—** | ૧ દશાશ્રુતસ્કંધ | ૫ ગ્રહશાંતિસ્તોત્ર |
| | ૨ બૃહતકલ્પ | ૬ ઉવસગ્ગહરં સ્તોત્ર |
| | ૩ વ્યવહાર | ૭ દ્વાદશભાવ જન્મપ્રદીપ |
| | ૪ ભદ્રબાહુસંહિતા | ૮ વસુદેવ હિંડી |

ભદ્રબાહુ સંહિતા એ જ્યોતિષનો ગ્રંથ છે. વસુદેવ હિંડી પ્રાકૃત ભાષામાં રચાએલો હતો તેના સવા લાખ શ્લોક હતા. હાલ જે

વસુદેવ હિંડી ઉપલબ્ધ છે તે બીજો છે. તે ગ્રંથ શ્રી સંઘદાસ ક્ષમાશ્રમણે આરંભ્યો હતો અને ધર્મસેન ગણિ મહત્તરે પૂરો કર્યો હતો.

જૈન ઇતિહાસમાં શ્રી ભદ્રબાહુ સ્વામીનો ઉલ્લેખ બે રીતે થયેલો છે (૧) ચૌદપૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામી અને (૨) નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી આ બન્ને વ્યક્તિઓ જુદી જુદી હોવા છતાં એક જ નામધારી હોવાથી ઘણા આચાર્યોએ બન્નેને એક જ વ્યક્તિ તરીકે ગણી લીધા છે. એટલે કે નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી તેજ ચૌદપૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામી એમ ગણેલુ છે. આથી દશાશ્રુત સ્કંધ વિગેરે ગ્રંથો તથા નિર્યુક્તિઓના કર્તા ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામી હતા એમ મનાતું આવ્યુ હતુ.

આ ભૂલ ઘણા સમયથી પરંપરાથી ચાલી આવતી હતી અને લાહોરના શ્રી જૈન શાસ્ત્રમાલા કાર્યાલય તરફથી સને ૧૯૩૬ માં દશાશ્રુત સ્કંધ બહાર પડેલ છે તેમાં સ્થાનકવાસી જૈન મુનિ, ઉપાધ્યાય શ્રી આત્મારામજી મહારાજે પણ એજ ભૂલ કરેલી છે અને ગ્રંથના કર્તા તરીકે ચૌદપૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામીને ગણાવેલા છે. તેવીજ રીતે મૂર્તિપૂજકોએ પણ ઉપરના ગ્રંથો ચૌદપૂર્વધારી શ્રી ભદ્રબાહુ સ્વામીએ રચેલા છે એમ ઘણે ઠેકાણે લખેલું છે.

પરંતુ હમણાં છેલ્લા થોડા વર્ષોની શોધખોળ ઉપરથી આ બન્ને વ્યક્તિઓ જુદી છે એમ પૂરવાર થયુ છે. પહેલા ભદ્રબાહુ સ્વામી ચૌદપૂર્વધર હતા અને તે શ્રી મહાવીર સ્વામી પછી પાંચમી પાટે આવેલા શ્રી યશોભદ્ર સ્વામીના શિષ્ય હતા તેઓ વીર સં. ૧૫૬ થી ૧૭૦ સુધી યુગપ્રધાન હતા. નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી પ્રખર જ્યોતિષી હતા અને પ્રસિદ્ધ જ્યોતિષી વરાહ મિહિરના ભાઇ થતા હતા. આ બાબત શ્રી આત્માનંદ જૈન શતાબ્દી ગ્રંથમાં મુનિશ્રી ચતુર વિજયજીએ "શ્રી ભદ્રબાહુ સ્વામી" નામનો લેખ લખેલ છે

તેમાં વિસ્તારથી સાબીત કરેલ છે તો વાંચકોને તે આખોય લેખ જોઈ જવાની ભલામણ કરું છું.

નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી તે ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામી નહોતા તેનાં કારણો નીચે પ્રમાણે છેઃ—

૧ શ્રી હેમચંદ્રાચાર્યના પરિશિષ્ટ પર્વમાં ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામીનો ઉલ્લેખ છે ત્યાં તેમની નિર્યુક્તિ વિગેરે બાબત કાંઈ લખ્યું નથી.

૨ શ્રી સંઘતિલકસૂરિકૃત સમ્યક્ત્વ સપ્તતિકાવૃત્તિ.

૩ શ્રી જિનપ્રભસૂરિકૃત "ઉવસગ્ગહરં સ્તોત્ર" વૃત્તિ.

૪ શ્રી મેરુતુંગાચાર્યકૃત પ્રબંધ ચિંતામણી.

આ ત્રણે ગ્રંથોમાં ભદ્રબાહુને પ્રખર જ્યોતિષી અને વરાહ મિહિરના ભાઈ તરીકે વર્ણવેલ છે.

૫ ભદ્રબાહુ સ્વામીએ રચેલી દશ નિર્યુક્તિઓમાંની એક—આવશ્યક નિર્યુક્તિની ગાથા ૨૩૨ માં આર્યરક્ષિત સ્વામીનો ઉલ્લેખ છે અને તે પછી નિન્હવોનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

बहुरय पएस अव्वत्त सामुच्छा दुग तिग अवध्धि आ चेव।
एएसिं निग्गमणं वोच्छं अहाणु पुव्वीए ॥ २३५ ॥

बहुरय जमालिपभवा जीव पएसा य तीसगुत्ताओ ।
अव्वत्तासाढाओ सामुच्छे अस्समित्ताओ ॥ २३६ ॥

गंगाओ दोकिरिया छलुग तेरासियाण उप्पत्ती ।
थेरा य गोट्ठमाहिल पुट्ठमवध्धं परुर्विती ॥ २३७ ॥

सावत्थी उसभपुरं सेयविया मिहिल उल्लुगतीरं ।
पुरिमंतरंजिया दसपुर रहवीरपुरं च नयराइं ॥ २३८ ॥

चोद्दस सोलसवासा चोद्दस वीसुत्तरा य दुण्णि सया ।
अट्ठावीसा य दुवे पंचेव सया य चोआला ॥ २३९ ॥

पंचे सया चुलसीओ छच्चेव सया नवुत्तरा हुंति ।
नाणुप्पत्तीए दुवे उप्पन्ना निव्वुए सेसा ॥ २४० ॥

અર્થ :—

(૧) ભગવાન મહાવીરને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી ચૌદ વર્ષે શ્રાવસ્તી નગરીમાં જમાલી આચાર્યથી બહુરત નિન્હવ થયો.

(૨) ભગવાનની જ્ઞાનોત્પત્તિ પછી સોળ વર્ષે ઋષભપુર નગરમાં તિષ્યગુપ્તાચાર્યથી છેલ્લા પ્રદેશમાં જીવત્વ માનનાર નિન્હવ થયો.

(૩) ભગવાનના નિર્વાણ પછી ૨૧૪ વર્ષે શ્વેતાંબિકા નગરીમાં આષાઢાચાર્યથી અવ્યક્તવાદી નિન્હવ થયો.

(૪) ભગવાનના નિર્વાણ પછી ૨૨૦ વર્ષે મિથિલા નગરીમાં અશ્વમિત્રાચાર્યથી સામુચ્છેદિક નિન્હવ થયો.

(૫) ૨૨૮ વર્ષે ઉલ્લુકાતીરે ગંગાચાર્યથી દ્વિક્રિય નિન્હવ થયો.

(૬) ૫૪૪ વર્ષે અંતરંજિકા નગરીમાં ષડુલ્લુકાચાર્યથી ત્રૈરાશિક નિન્હવ થયો.

(૭) ૫૮૪ વર્ષે દશપુર નગરમાં સ્પૃષ્ટકર્મ પ્રરૂપનાર સ્થવિર ગોષ્ઠા માહિલથી અબદ્ધિક નિન્હવ થયો અને

(૮) બોટીક (દિગંબર) નિન્હવ રથવીરપુર નગરમાં ભગવાનના નિર્વાણ પછી ૬૦૯ વર્ષે થયો.

આવી રીતે ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી બે અને તેમના નિર્વાણ પછી ૭ એમ કુલ આઠ નિન્હવ થયા. આ ઉપરથી એટલું સાબીત થાય છે કે નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી અને ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામી એ બન્ને ભિન્ન વ્યક્તિઓ હતી. કારણ કે પૂર્વે થઈ ગયેલ વ્યક્તિ ભવિષ્યમાં થનાર માટે "અમુક વર્ષે અમુક થયા" એવા શબ્દો વાપરે નહિ.

૬ ભદ્રબાહુ સ્વામીની જ રચેલી ઓઘનિર્યુક્તિના મંગળાચરણમાં નીચેની ગાથા આપેલી છેઃ—

**अरिहंते वंदित्ता चउद्दसपुव्वी तहेव दसपुव्वी ।
एक्कारअंगसुत्तधारए सव्वसाहू य ॥**

અહિંઆ મંગળાચરણમાં નિર્યુક્તિકાર અરિહંત, ચૌદપૂર્વી, દશપૂર્વી તથા એકાંગધર સર્વ મુનિઓને નમસ્કાર કરે છે. આ ઉપરથી પુરવાર થાય છે કે શ્રી ભદ્રબાહુ સ્વામી એકાંગધર પછી જ થયેલા છે.

૭ ભદ્રબાહુ સ્વામીના રચેલા દશાશ્રુતસ્કંધનું આઠમું અધ્યયન જે કલ્પસૂત્રના નામથી પ્રસિદ્ધ છે તેમાં સ્થવિરાવલી આપી છે. જુની માન્યતા પ્રમાણે કલ્પસૂત્ર, ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામીનું રચેલું માની લેવાથી ગુંચવાડો ઉભો થયો કે ભદ્રબાહુ સ્વામી વીર સંવત ૧૭૦ માં સ્વર્ગવાસ થયેલા તેઓ તેમના પછીની સ્થવિરાવલી કયાંથી આપી શકે? માટે અનુમાન કર્યું કે તે સ્થવિરાવલી શ્રી દેવર્દ્ધિગણિએ પાછળથી ઉમેરેલી છે.

આ માન્યતા ઘણી દોષવાળી છે કારણ કે બીજાના ગ્રંથમાં એવો ઉમેરો કરવાથી મૂળ ગ્રંથકારની મહત્તાને હાનિ પહોંચે છે

એમ શ્રી દેવર્દ્ધિગણિ જેવા મહાપુરુષ સમજે જ, તેથી તેઓ આવી જાતનો ઉમેરો કરે નહિ. વળી તેની છેવટમાં નીચેની ગાથા આપી છે:—

सुत्तत्थरयणभरिये खमदममद्दवगुणेहिं संपुण्णं ।
देवड्ढि खमासमणे कासवगुत्तं पणिवयामि ॥

અર્થ—સૂત્રાર્થરૂપી રત્નોના ભંડાર, ક્ષમા, સંયમ, માર્દવ એવા ગુણોથી ભરેલા એવા કાશ્યપ ગોત્રના શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણને હું નમસ્કાર કરૂં છું.

કોઈ પણ વિદ્વાન પોતે પોતાના માટે આવા શબ્દો ઉચ્ચારે જ નહિ. પરંતુ ગ્રંથના કર્તા તરીકે બીજા ભદ્રબાહુ સ્વામીને લેવાથી આવી ખોટી કલ્પના કરવાની જરૂર જ રહેતી નથી. ઉપરની ગાથા લખીને સ્થવિરાવલીની સમાપ્તિ કરવામાં આવી છે કારણ કે આ ગ્રંથ શ્રી ભદ્રબાહુ સ્વામીએ શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની હૈયાતિમાં જ લખ્યો હતો. શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ અને શ્રી ભદ્રબાહુ સ્વામી બન્ને સમકાલિન હતા.

પ્રકરણ ૧૫ મું

## સૂત્ર કે આગમ

સ્થાનકવાસી જૈનો તેમના ધર્મશાસ્ત્રોને સૂત્રના નામથી ઓળખે છે ત્યારે મૂર્તિપૂજકો સૂત્ર નામ રાખવા છતા મુખ્યત્વે સૂત્રોને આગમ તરીકે ઓળખે છે. મૂર્તિપૂજકો પુસ્તકને સૂત્રનું નામ આપે છે પણ બધા સૂત્રોના સમુહ નામ તરીકે આગમ નામ રાખે છે. સ્થાનકવાસીઓ તથા મૂર્તિપૂજકોમા સૂત્રોના નામ સંબંધમાં આટલો ફરક છે.

સૂત્ર શબ્દનો અર્થ સર્વ જૈનો કે જૈનેતરો એક સરખો જ કરે છે. સૂત્રનો અર્થ કરવામા મતભેદ નથી. સૂચન કરે તે સૂત્ર. એટલે કે ઓછામા ઓછા શબ્દોમા ઝાઝામાં ઝાઝો અર્થ સમાયેલો હોય તેવું પદ કે વાક્ય તે સૂત્ર અને તે ઉપરથી તેવા સૂત્રરૂપ પદ કે વાક્યોવાળા ગ્રથન સૂત્ર કહેવામા આવે છે આ ઉપરથી પહેલું એ સમજાય છે કે સૂત્રો ટુંકા વાક્યોનાં હોય. ટુંકમાં ઘણો ભાવાર્થ બતાવનાર હોય. સૂત્ર શબ્દનો આવો અર્થ કરવામાં કોઇ મતભેદ નથી.

અત્યારે આપણે જે અંગ ગ્રથોને સૂત્રોના નામથી ઓળખીએ છીએ તે ગ્રથો ખરેખર સૂત્રોના નામને લાયક છે? એટલે કે આ ગ્રથોના લખાણ સૂત્ર શબ્દના અર્થ પ્રમાણે ટુંકા વાક્યોમાં ઘણો

ભાવાર્થ બનાવનાગં છે? આપણે કહ્યું જ પછી કેન્તથી. ખરેખર સૂત્રો કેવી જાતના વાકયોવાળા હોય એ જાણવું હોય તો નમૂના તરીકે શ્રી ઉમાસ્વાતિ સ્વામી વિરચિત તત્ત્વાર્થાધિગમ સુત્રનું નામ સૂચવી શકાય. તત્ત્વાર્થાધિગમ સૂત્રોના વાકયો જોવાથી ખાત્રી થશે કે સૂત્રોના પદ વાકય ટુંકા હોવા છતા તેમાં ઘણો ભાવાર્થ સમાયેલો હોય છે.

તો પછી આપણા અંગ સૂત્રો તેવાં કેમ નથી? અત્યારનાં આપણાં અંગ સૂત્રો તો પ્રવચનો અથવા વિવેચનાનો સંગ્રહ હોય તેવાં જ છે તેનું કારણ આપણે વિચારીએ.

સૂત્રોની ઉત્પત્તિના ઇતિહાસમાં આપણે જોયું કે બાર અંગ સૂત્રો એટલે દ્વાદશાંગીઓ, ગણધર મહારાજ મૂહૂર્તમાત્રમાંજ રચે છે અને એ પણ આપણે જાણીએ છીએ કે એ અંગ સૂત્રો તથા તેનાં અર્થ વિવેચન સહિત શિષ્યોને શીખવવામાં આવતાં જે શિષ્યો કંઠસ્થ કરતાં. ઘણાં જ ટુંકા સમયમાં બનાવેલા હોય તે ગ્રંથો પણ ટુંકા જ હોય અને તેનાં વાકયો પણ ટુંકા અને ગંભીર અર્થવાળા હોવાં જોઇએ એમ સમજી શકાય છે. ટુંકા સૂત્રો જલદીથી યાદ રહી જાય છે અને મોંઢે પણ રાખી શકાય છે. એ વિચારતાં એમ નક્કી સમજાય છે કે ગણધરોનાં બનાવેલાં મૂળ અંગ સૂત્રો તો ખરેખર ટુંકા જ હતાં.

બાર અંગ સૂત્રો ઘણાં ગંભીર અને મોટા ભાવાર્થવાળાં હોવાથી તેના અર્થ અને વિવેચન ઘણા લાંબા જ હશે. ઉપરાંત બીજાં ઉપાંગ સૂત્રો પણ બન્યા હતા. તેમાં પણ અર્થ-વિવેચનો હતા અને એ બધાં સૂત્રો, તેના અર્થ અને વિવરણો બધુંય મુનિવરો મોંઢે રાખતા. તે વખતની યાદશક્તિ પ્રખર હોવાના કારણે તેમ બની શકતું પણ પાંચમો આરો બેઠા પછી ટુંક વખતમાં જ યાદશકિત ઓછી થવા માંડી. ઉપરાંત દુકાળો ઉપરા ઉપર પડયા

લાગ્યાં. સાધુઓને ભિક્ષા મળવી પણ કઠિણ થઈ પડી. તેવા કપરા વખતમાં સૂત્ર સિદ્ધાંતોનું પઠન પાઠન મુશ્કેલ થઈ ગયું અને વિદ્યાને– જ્ઞાનને ફરી ફરી સંભારવામાં ન આવે તો ભૂલાઈ જવાય તે સ્વાભાવિક છે. તેમાં વળી પૂરતી ભિક્ષા–આહાર–પાણી નહિં મળવાથી શારીરિક સ્થિતિ નબળી થઇ જાય ત્યારે તો ઘણું જલ્દીથી ભૂલાઇ જવાય.

આથી આપણે શરૂઆતમાં વિગતવાર ઇતિહાસમાં જોઈ ગયા તે પ્રમાણે શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પછી લગભગ દોઢસો વર્ષ પછીના દુષ્કાળોમાં ઘણું જ શ્રુત વિસરાઇ ગયું તેથી પહેલી વારના દુષ્કાળ પછી જ્યારે સંયતો પહેલ વહેલાં ભેગાં થયા ત્યારે જણાયું કે ઘણું શ્રુત ભૂલાઈ ગયું છે. આથી જેને જેને જેટલું યાદ હતું તે એકઠું કરી સૂત્રો તૈયાર કર્યાં. આમ કરતી વખતે જ સંયતોમાં મતભેદ થયો. અમુક સંયતો જે દુષ્કાળ વખતે દક્ષિણ હિંદુસ્તાનમાં ચાલ્યા ગયેલા અને દુકાળ પછી પાછા આવેલા તે સંયતોએ વિરોધ કર્યો કે મૂળ સૂત્રો તો ભૂલાઇ ગયાં છે અને તેથી બીજા સંયતોને જે જે યાદ હતું તે એકઠું કરી સૂત્ર રૂપે તૈયાર કર્યું હતું. તેને આ સંયતોએ સૂત્ર તરીકે માનવાની ના પાડી. શ્વેતાંબર અને દિગંબરોના મતભેદની અહિંઆ શરૂઆત થઈ.

આ ઝઘડા ઉપરથી આપણે એટલું તારવી શકીએ છીએ કે વિરોધી સંયતોના કહેવા પ્રમાણે મૂળ સૂત્રો અથવા તેના કેટલાક ભાગો વિચ્છેદ ગયાં હશે. પણ તે સૂત્રોનાં વિવેચનો તો થોડાં ઘણાં યાદ હતાં જ અને જે વિવેચનો યાદ હતાં તે એકઠાં કરી જે જે સૂત્રોનાં વિવેચનો હતાં તે તે સૂત્રોનાં નામ તે વિવેચનોને અપાયાં અને આ વિવેચનોપણ કોઇ મામુલી નહોતાં; તે પણ ઘણાંજ મહત્ત્વનાંજ હતાં. જે સંયતોએ આ રીતે વિરોધ હોવા છતાં પણ ઘણું ઉપયોગી શ્રુત

સાચવી રાખ્યું તેઓએ આપણા ઉપર મહાન ઉપકાર કર્યો છે. જે સંયતોએ આ બાબત અંગે વિરોધ કરેલો તે સંપ્રદાય આગળ ઉપર છૂટા પડી દિગંબરો તરીકે પ્રસિદ્ધ થયા. આ કારણથી જ દિગંબરો આપણા મૂળ સૂત્રોને સૂત્રો તરીકે સ્વીકારતાં નથી. ત્યારબાદ પણ સૂત્રો પુસ્તકારૂઢ થયાં ત્યાંસુધીમાં પણ ઘણું શ્રુત ભૂલાઈ જવાયુ હતું.

આપણા જુદા જુદા સૂત્રોમાં કેટલાં કેટલા પદો હતાં તેની વિગત આ પુસ્તકના ત્રીજા ભાગમાં આપી છે. તે ઉપરથી આપણે જોઈ શકીશું કે પદોની સંખ્યા કરોડોની છે. આ અંગે વિચાર કરતાં સમજાય છે કે પદોની આ સંખ્યા બતાવેલી છે તે સંખ્યા સૂત્રોની જ નહિં પણ ને સાથે વિવેચનના પદોની સંખ્યા પણ આવી જાય છે. મૂળ સૂત્રોના પદોની સંખ્યા કરતાં વિવેચનોનાં પદની સંખ્યા ઘણી વધારે હોય તે સમજી શકાય તેમ છે. વળી આ બતાવેલ સંખ્યાને મૂળ સૂત્રોના જ પદની સંખ્યા માનીએ તો તે ઘણી વધારે દેખાય; તેના વિવેચનોનાં પદો તેનાથી પણ વધી જાય તેથી યાદ રાખવાં મુશ્કેલ પડે, યાદ રહી શકે નહિં. જ્યારે પહેલાં તો સૂત્ર વિવેચન બધુંય મોઢે જ હતું. એટલે આ પદોની સંખ્યા ઉપરથી પણ એ જ સાર નીકળે છે કે મૂળ સૂત્રો તો ટુંકા જ હતાં પણ તેના વિવેચનોનાં લંબાણથી પદોની સંખ્યા ઘણી મોટી થઈ ગઈ હતી.

સૂત્રોનો અર્થ શું થાય છે તે આપણે ઉપર જોઈ ગયા. હવે આગળના આચાર્યોએ સૂત્રનાં જુદાં જુદાં પર્યાયો, નામો આપેલા છે તે જોઈએ. બાબુએ છપાવેલ અનુયોગદ્વાર સૂત્રમાં ૯૯ મા પાને સૂત્રોનાં દશ નામો દર્શાવતી ગાથા નીચે મુજબ છેઃ—

**सुय, सुत्त, गंथ, सिध्धंत, सासण, आणत्ति, वयण, उवएसे।**
**पन्नवण, आगमये, एगट्ठा पज्जवा सुत्ते ॥**

અર્થ : શ્રુત, સૂત્ર, ગ્રંથ, સિદ્ધાંત, શાસન, આજ્ઞપ્તિ, વચન, ઉપદેશ, પ્રજ્ઞાપના અને આગમ એ દશ નામ સૂત્રના પર્યાય વાચક જાણવા. આ પર્યાય વાચક શબ્દોના આપણે વિસ્તારથી અર્થ સમજીએ:—

(૧) सुय = श्रुत = સાંભળેલું. અહિંયા ભગવાન પાસેથી સાંભળેલું અથવા પરંપરાએ પૂર્વાચાર્યો પાસેથી સાંભળેલું.

(૨) सुत्त = सूत्र = સૂચન કરે તે સૂત્ર. થોડા શબ્દોમાં ઘણા ભાવાર્થનું સૂચન કરે તે સૂત્ર.

(૩) गंथ = ग्रंथ = સૂત્રો જેમાં ગૂંથાએલ છે તે ગ્રંથ.

(૪) सिद्धंत = सिद्धांत = જેમાં સિદ્ધ એટલે પ્રમાણનો અંત છે. એટલે કે જેનાથી બીજું કોઈ વિશેષ પ્રમાણ હસ્તી ધરાવતું નથી તે સિદ્ધાંત.

(૫) सासण = शासन = શાસન. સમ્યગ્જ્ઞાન શીખવે તે શાસન.

(૬) आणति = आज्ञप्ति = મોક્ષના અર્થ તરફ જીવને આજ્ઞા દે, શિક્ષા દે, પ્રેરે તે.

(૭) वयण = वचन = વચન. ભગવાન અથવા પૂર્વાચાર્યોનાં વચનો.

(૮) उवएसे = उपदेश = ભગવાનનો ઉપદેશ.

(૯) पन्नवण = प्रज्ञापना = જીવાદિક પદાર્થોની યથાસ્થિત પ્રરૂપણા કરે, પદાર્થનું વિશેષપણે જ્ઞાન આપે તે.

(૧૦) आगम = आगम = આગળથી, આચાર્ય પરંપરાથી ચાલ્યું આવેલું તે.

## પ્રકરણ ૧૬ મું

# સૂત્રોની ભાષા

કોઇપણ પુસ્તકની સમાલોચના કરતી વખતે પુસ્તકની ભાષાનો પણ વિચાર કરવામાં આવે છે. ભાષાની સરળતા કે પ્રૌઢતા ઉપરથી લેખકની વિદ્વતાનો ક્યાસ કઢાય છે. ઉપરાંત લેખકની ખબર ન હોય ત્યારે તથા પુસ્તક ક્યારે લખાયું તેની ખબર ન હોય ત્યારે ખાસ કરીને પુસ્તકની ભાષા ઉપરથી અનુમાનો દોરી શકાય છે.

એજ પ્રમાણે કેટલાક વિદ્વાનોએ અંગ સૂત્રોની તથા બીજાં સૂત્રોની ભાષાની પણ સમાલોચના કરી છે. પરંતુ સૂત્રોની ભાષા ઉપરથી યથાર્થ અનુમાન કાઢી શકાય એમ લાગતું નથી.

મૂળ અંગ સૂત્રો તો શ્રી સુધર્મા સ્વામીએ બનાવેલા હતા એ તો ઇતિહાસ પ્રસિધ્ધ વાત છે. એટલે અંગ સૂત્રોની મૂળ ભાષા એક સરખી હોય એમાં શંકા જેવું જ નથી. વળી એ બધા અંગ સૂત્રો લગભગ એકી સાથે જ ભગવાન મહાવીર સ્વામીની પ્રેરણાથી બનાવેલા હતા. એટલે તેના સમય માટે પણ કાંઇ શંકા જેવુ નથી. આ પ્રમાણે મૂળ સૂત્રોની ભાષા માટે તો કાંઇ વિચાર કરવા જેવું જ રહેતું નથી.

પણ હાલના સૂત્રોની ભાષાનો વિચાર કરવાનો હોય તો તે વિચાર કરતાં પહેલાં એક મુખ્ય વાત ધ્યાનમાં રાખવાની છે કે મૂળ

અંગ સૂત્રો તો ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામીના વખતમાં જ ભૂલાઈ ગયા હતા ને તે વખતના દુકાળ પછી જેને જે યાદ રહ્યું તે તે એકઠું કરાયું હતું. સૂત્રો તેમજ તેનું વિવરણ બધુય પહેલાં તો મુખપાઠ જ રહેતું. જ્યારે સૂત્રો ભૂલી જવાની વાત કરાય છે ત્યારે પછી જે યાદ હતું તે એકઠું કરાયું તે મૂળ કે વિવરણ યાદ કરાયું કે બન્ને યાદ કરાયાં તેનો ચોખવટથી ક્યાંય ઉલ્લેખ કરાયો નથી.

વળી તે પછી પણ શ્રુત વિસરાતું જ ચાલ્યું હતું અને જ્યારે શ્રુત પુસ્તકારૂઢ થયું ત્યારે મૂળનો ઘણો જ નાનો ભાગ હતો. અને જે યાદ હતું તે ઘણું ખરું મૂળ નહીં પણ તેના વિવરણનોય થોડો ભાગ હશે. આ વાત સૂત્રો કે આગમ નામના પ્રકરણમાં વિસ્તારથી સમજાવેલી છે. એટલે અત્યારે પણ ભાષાનો વિચાર કરીએ તો તે ખાસ કરીને મૂળ સૂત્રોની ભાષાનો નહિ પણ તેના યાદ રહેલા મૂળ તથા વિવરણો સહિત મિશ્રનો જ વિચાર થશે એમ સમજવું જોઈએ.

આ ઉપરાંત બીજી વાત એ છે કે મૂળ સૂત્રો અઢી હજાર વર્ષ પહેલાં મગધ દેશમાં એટલે પૂર્વ હિંદુસ્તાનમાં રચાયેલાં અને છેલ્લાં પુસ્તકારૂઢ થયાં તે સૌરાષ્ટ્રમાં છેક પશ્ચિમ હિંદુસ્તાનમાં. સાધુ મુનિઓ આસ્તે આસ્તે પૂર્વ હિંદુસ્તાનમાંથી પશ્ચિમ તરફ વિહાર કરતા આવ્યા. તેથી તેમના વિહારમાં વચમાંના અનેક પ્રદેશના ભાષાઓના શબ્દોનું મિશ્રણ થયું. તેમજ જૂના મૂળ શબ્દોને બદલે એજ અર્થના નવા શબ્દો ઉમેરાયા આવી જાતનું મિશ્રણ તથા આવી જાતના ઉમેરા લગભગ એક હજાર વર્ષ થતા ચાલ્યાં. આ પ્રમાણે એક હજાર વર્ષમાં કેટલું પરિવર્તન થયુ તે કોઈને ખબર નથી પણ પરિવર્તન થયું હતું તે તો ચોક્કસ.

શ્રુત પુસ્તકારૂઢ થયા પછી તેમા ઘણું પરિવર્તન થયું હશે એમ સંભવિત લાગે છે. કારણ હાલમાં જે હસ્ત લિખિત પ્રતો મળે-

**जइयवि भूयावाए सव्वस्स वओमयस्स ओआरो ।**
**निज्जूहणा तहावि हु दुम्मेहे इत्थीय ॥ ५५१ ॥**

અર્થ—જો કે ભૂતવાદ એટલે દૃષ્ટિવાદ અંગમાં સર્વ વચોમય (વાઙ્ગમય) વાંગમયનો અવતાર છે, એટલે કે દૃષ્ટિવાદમાં બધું વાંગમય સમાઇ જાય છે તથાપિ ખરેખર દુર્મેધસ લોકો તેમજ સ્ત્રીઓ માટે આ સિવાયનાં બીજાં અગીઆર અંગોની નિર્યૂહણા-રચના કરી છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે દૃષ્ટિવાદ સૂત્ર પણ પ્રાકૃતમાં જ હતું: પણ તેના વિષયો બહુ અઘરા હતા અને ઓછી બુદ્ધિવાળાઓ તુરત સમજી ન શકે તેવા હતા. તેથી તેવાઓના હિતને માટે બાકીના અગીઆર અંગ રચાયાં. ચૌદ પૂર્વો સંસ્કૃતમાં રચાયાં હતાં એ વાત તો પાછળથી ઉપજાવી કાઢેલી હોય એમ દેખાય છે. અને એ વાતને કોઇએ ટેકો આપ્યો નથી એમ પણ દેખાય છે. ઉપરાંત આ ઉપજાવી કાઢેલી વાત ખોટી હતી અને ચૌદ પૂર્વો પણ અર્ધ માગધીમાં જ હતાં એ સાબીત કરનારૂં એક સચોટ પ્રમાણ આપણી પાસે મોજુદ છે.

શ્રી કલ્યાણ મંદિર સ્તોત્રના બનાવનાર શ્રી સિદ્ધસેન દિવાકર સંસ્કૃત ભાષાના બહુ શોખીન હતા. તેમણે નવકાર મંત્રના પાંચ પદનું સંસ્કૃતમાં ભાષાંતર કરી તેનું એક સંસ્કૃત પદ બનાવ્યું અને તે તેમણે તેમના ગુરૂને બતાવીને આપણા બધા સૂત્રો સંસ્કૃતમાં બનાવવાની આજ્ઞા માગી. ત્યારે તેમના ગુરૂએ તેમજ શ્રી સંઘે તેમની ઇચ્છાનો વિરોધ કર્યો. એટલું જ નહિ પણ એ પ્રમાણે શાસ્ત્ર વિરૂદ્ધની ઇચ્છા કરી અથવા ભગવાનની આશાતના કરી તે ગુન્હા બદલ તેમને શીક્ષા-પ્રાયશ્ચિત આપવામાં આવ્યું. આ હકીકત ઇતિહાસ પ્રસિદ્ધ છે. અને સર્વ જૈનો કબુલ કરે છે-માને છે.

હવે સવાલ એ થાય છે કે જો ચૌદ પૂર્વો મૂળ સંસ્કૃતમાં રચાયાં હોત તો આ વિદ્વાન મુનિમહારાજને બીજાં સૂત્રો સંસ્કૃતમાં રચવા માટે કોઈ દોષ લાગે એમ ગણાય જ નહિ. પણ મૂળે કોઈ જ સૂત્ર સંસ્કૃતમાં ન હોય તો જ દોષ લાગવાની વાત વ્યાજબી ઠરે. એટલે એ નક્કી થાય છે કે દૃષ્ટિવાદ કે ચૌદ પૂર્વો સંસ્કૃતમાં બન્યાં જ નહોતાં. પણ તે બધાંય અર્ધ માગધી ભાષામાં જ મૂળથી હતાં.

અચેલકતા તેમજ સચેલકતા એમ બન્નેનું જરૂરીઆત પ્રમાણેનું વિધાન હતું અને છે.

શ્વેતાંબર અને દિગંબરના બે ફાંટા વીર નિર્વાણ પછી લાંબે વખતે પડયાનું ઇતિહાસ કહે છે. પણ તે તો ફક્ત બહારથી તદ્દન જુદા પડયાનો સમય જ બતાવે છે. પરંતુ અંદરખાનેથી તે મતભેદ તો લાંબા વખતથી ચાલુ હતો. તે ક્યારથી ચાલુ થયો તે બતાવતાં પંડિત શ્રી બેચરદાસ તેમના 'જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાની' નામના પુસ્તકના ૭૫ મે પાને લખે છે કેઃ—

"જંબુ સ્વામીના નિર્વાણ પછી જિન કલ્પ વિચ્છિન્ન થવાનો જે વજ્ર લેપ કરવામાં આવેલો છે અને તેની આચરણા કરનારને જિનાજ્ઞાબાહ્ય સમજવાની સ્વાર્થી, એકતરફી અને દંભી ધમકીનો ઢંઢેરો પણ જે પીટાએલો છે તેમાં જ શ્વેતાંબરતા અને દિગંબરતાના વિષવૃક્ષનું બીજ સમાયેલું છે. અને તે બીજ રોપના સમારંભનો (?) પણ તે જ સમય છે કે જે સમય જંબુસ્વામીના નિર્વાણનો છે.

"આ ઉપરાંત એ સમયે એ મૂળ નખાવાનાં બીજાં પણ અનેક પ્રમાણો છે. જેમાંનું એક બૌધ ગ્રંથોમાંથી અને બીજું દિગંબરોની પટ્ટાવલી ઉપરથી હું તારવી શકયો છું.

"બુધ્ધ ધર્માનુસારી સૂત્ર પિટકના 'મજ્ઝિમનિકાય' નામના ગ્રંથમાં એક એવી મતલબનો ઉલ્લેખ મળી આવે છે કે— "જ્ઞાતપુત્રના (વર્ધમાનના) નિર્ગ્રંથોમાં મતભેદ થયો હતો."

"ઉપરની ગાથામાં જિનકલ્પ વિચ્છિન્ન થવાનો જે ઉલ્લેખ કરેલો છે તેનો મતલબ આ છે કે—જંબુસ્વામી પછી અર્થાત

વર્ધમાનના નિર્વાણ બાદ ૬૪ વર્ષે તેમના નિર્ગ્રંથોમાં બે તડ પડયા હતા. જેમાંનું એક નરમ તડ એમ કહેતું હતું કે હવે જિનકલ્પ વિચ્છિન્ન થઇ ગયો છે એથી આપણે તેને આચરી શકીએ જ નહિ. ત્યારે બીજું ગરમ પક્ષ તે જિનકલ્પનું પક્ષપાતી હતું અને તેની આચરણાની પણ હિમાયત કરતું હતું.

"આ બે તડોના મતભેદનોજ ઉલ્લેખ એ બૌદ્ધ ગ્રંથોમાં થયેલો હોય તેમ આ ગાથાના **'जंबुम्मि वुच्छिण्णा'** પદ ઉપરથી આપણે ઘણી સરળતાથી અવધારી શકીએ છીએ.

"આ હકીકતને દિગંબરોની પટ્ટાવલી પણ પુષ્ટ કરતી લાગે છે. શ્વેતાંબરોની અને દિગંબરોની પટ્ટાવલીમાં વર્ધમાન, સુધર્મા અને જંબૂનાં નામ તો એકસરખી રીતે અને એક જ ક્રમથી નોંધાએલાં છે. પરંતુ ત્યારપછી આવતાં નામોમાં તદ્દન જુદાઇ જણાય છે અને તે એટલી બધી કે જંબુ સ્વામી પછી તેમાંનું એક પણ નામ સરખું જણાતું નથી."

સચેલક–અચેલક અથવા વસ્ત્ર–પાત્રની આ તકરારે માથુરી વાચના સમયે ઉગ્ર સ્વરૂપ લીધું, અને મતભેદ થયો કે નિર્ગ્રંથોના આચારો માટે એક કહે કે નગ્નતાનું જ વિધાન કરવું અને બીજો કહે કે વસ્ત્રપાત્રવાદનુ જ વિધાન કરવું એ બતાવતાં પંડિત શ્રી બેચરદાસ પાને ૭૯ મે લખે છે કે—

"મારી ધારણા છે અને તે ઘણે ભાગે ખરી છે કે આ માથુરી વાચનાના સમયેજ તે સાધુઓમાં સ્પષ્ટરૂપે બે પક્ષો પડયા હતા. શ્વેતાંબરોમાં દિગંબરો વિષે જે દંતકથા છે તે વીરાત્ ૬૦૯ માં ઉત્પત્તિ જણાવે છે. તો તે દંત

આમ આ મતભેદ મહત્વનો હોઈ અને સૂત્રના આધાર ઉપર જ અવલંબિત હોઈ તેનો થોડો વિચાર કરવો ઉચિત છે પરંતુ તે વિચાર ખંડન મંડન માટે નહિ પણ ફક્ત યથાસ્થિત વસ્તુ સ્થિતિ સમજવા માટે જ કરવાનો છે કે જેથી સમાધાન-સમન્વય થઈ શકે

મૂર્તિપૂજા એ એક ધાર્મિક ક્રિયા છે અને એ ક્રિયા જૈન ધર્મને માન્ય હોય તો જૈન ધર્મના સૂત્રોમા સાધુઓના અને શ્રાવકોના કર્તવ્યમા તેની જરૂરીયાત વિધિ વિગેરે સ્પષ્ટતાથી બતાવેલુ હોવુ જોઈએ પરંતુ એક પણ સૂત્રમા એવી જાતનો કંઈ ઉલ્લેખ નથી સૂત્રોના અભ્યાસી સૌ કોઈ એ વાત સારી રીતે જાણે છે પરંતુ જેઓએ સૂત્રો વાચ્યા ન હોય અને વાચવાના ન હોય તેમના સમાધાન માટે, તેમના સંતોષ માટે પૂર્વાચાર્યોના કથનના તેમજ હાલના વિદ્વાનોના બે ચાર કથનો તપાસીશુ

**શ્રીમાન ભદ્રબાહુ સ્વામી વ્યવહાર સૂત્રની ચૂલિકામાં** પાચમા સ્વપ્નનુ ફળ બતાવતા ભવિષ્યમા કુગુરુઓ મૂર્તિપૂજા પ્રચલિત કરશે તે બાબતનુ ભવિષ્ય કથન કરતા લખે છે કે —

पचमए दुवालस फणि संजुत्तो, कन्ह अहि दिट्ठो
तस्स फलं दुवालस वास परिमाणे दुक्कालो-
भविस्सइ तत्थ कालिय सुयप्प मुहाणि सुत्ताणि
वोच्छिज्जिसंति चेइय ठवावेइ दव्व हारिणो
मुणिणो भविस्संति लोभेण मालारोहण देवल
उवहाण उज्जमूण जिणबिंब पइट्ठावण विहि
पगासिस्संति अविहि पंथे पडिसइ तत्थ जे केइ
साहु साहुणि सावय सावियाओ विहिमग्गे वुहि

संति तेसिं बहुणं हिलणाणं णिंदणाणं खिसणाणं गरहिणाणं भविस्सइ ॥

અર્થ—પાંચમા સ્વપ્નમાં બાર ફણાવાળો કૃષ્ણ વર્ણનો સર્પ દીઠો એનું ફળ એ છે કે ભવિષ્યમાં બાર વર્ષનો દુકાળ પડશે. તે વખતે કાલિક આદિ સૂત્ર વિચ્છેદ જશે. મુનિઓ દ્રવ્ય રાખતા થશે, ચૈત્ય સ્થાપના કરશે, લોભને વશ બની મૂર્તિના ગળામાં માળારોપણ કરશે, મંદિરના ઉદ્યાપન તથા ઉજમણા કરાવશે, જિનબિંબ મૂર્તિની સ્થાપના કરશે, વિધિ માર્ગથી સ્ખલિત થઈને અવિધિ માર્ગમાં પડશે તે વખતે જે કોઈ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા વિધિમાર્ગમાં પ્રવર્તનાર હશે તેમની તેઓ ખૂબ હિલણા, નિંદા, ઈર્ષા, અપમાનાદિ કરશે.

શ્રી હરિભદ્રસૂરિ સંબોધ પ્રકરણમાં લખે છે કે:—

संनिहि महाकम्मं जल फल कुसुमाइ सव्व सचित्त चेइय मठाइवासं पुयारंभाइ निच्चवासित्तं, देवाइ दव्वभोगं जिणहर शालाइ करणं च ॥

અર્થ—પ્રથમ સચિત્ત જળ, ફળ, ફુલોનો પૂજાને અર્થે આરંભ પ્રારંભ થયો, ચૈત્ય પૂજા ચાલી, દેવના નામે દ્રવ્ય સંચય થવા લાગ્યો, જિનમંદિર મઠ આદિ બનવા લાગ્યાં અને તેમાં વાસ કરવા લાગ્યા.

શ્રી હરિભદ્રસૂરિ આગળ ચાલતાં લખે છે કે:—

गड्डरीप्पवाहऊ जे पइनियरं दीसइ बहु जणेहिं जिणग्गह वारयणाइत्तो धम्मोसुत्त विरुद्धो अधम्मोय ।

અર્થ—લોકમાં ગાડરીઆ પ્રવાહથી ગતાનુગતિક જનારો સમૂહ વધારે હોય છે. **જિનમંદિર કરાવવું એ ધર્મસૂત્ર વિરૂદ્ધ, અધર્મ છે.**

**સંઘપટ્ટકકાર શ્રી જિનવલ્લભસૂરિ** સંઘપટ્ટકના ૨૧ મા કાવ્યમાં લખે છે કે—

**आकृष्टुं मुग्ध मीनान् बडिशपिशितवद्बिम्ब मादर्श्य**
**जनं । तन्नाम्ना रम्यरूपा नपवर कमठान् स्वेष्ट**
**सिद्ध्यै विधाप्य ॥ यात्रा स्नात्राद्युपायै र्न**
**मसितक निशा जागरा द्यैश्छलैश्च । श्रद्धालु र्नाम**
**जैनैश्छलित इव शठैर्वञ्च्यते हा जनोयम ॥ २१ ॥**

અર્થ—જે પ્રમાણે રસેન્દ્રિય મુગ્ધ માછલીઓને ફસાવવા માટે વધ કરનાર (માછીમાર) લોકો માંસને કાંટામાં લગાવે છે તેજ પ્રમાણે **દ્રવ્યલિંગીઓ** માંસવત્ જિનબિંબ બનાવીને તથા તેમને સ્વર્ગફળાદિ ઇષ્ટ સિધ્ધિ કહીને યાત્રા સ્નાત્રાદિ ઉપાયો વડે, નિશા જાગરણાદિ છળોથી શ્રધ્ધાળુ એવા જૈનોને ધૂર્ત લોકો ઠગે છે એ ભારે આશ્ચર્ય છે.

પ્રાચીન વિદ્વાન મુનિઓના કથન જોયા પછી હવે અર્વાચીન વિદ્વાન મુનિઓના કથન તરફ વળીએ.

**શ્રી આત્મારામજી (વિજયાનંદસૂરીશ્વરજી) મહારાજ તેમના "જૈન તત્ત્વાદર્શ" પુસ્તકના** ૪૧૮માં પાને લખે છે કે.—

> "વિઘ્ન ઉપશાંત કરનારી અંગપૂજા છે. મોટા અભ્યુદય પુણ્યની સાધનારી અગ્રપૂજા છે અને **મોક્ષદાતા ભાવ પૂજા છે.**"

મહારાજશ્રીએ ફક્ત ભાવપૂજાને જ મોક્ષદાતા બતાવી છે એથી સિદ્ધ થાય છે કે બીજા બે પ્રકારની પૂજા મુમુક્ષુ, મોક્ષેચ્છુ જનો માટે અનાવશ્યક છે. અને ભાવ પૂજાનું સ્પષ્ટ સ્વરૂપ બતાવતાં મહારાજશ્રી એ જ પુસ્તકનાં ૪૧૯ મા પાને લખે છે કે.—

"અહિંયા સર્વ જે ભાવપૂજા છે તે શ્રી જિનાજ્ઞા પાળવાની છે."

**શ્રીમાન હરિભદ્રસૂરિજીએ** પણ તેમના "જૈન દર્શન" પુસ્તકમાં પૃષ્ઠ ૩૩ મા લખ્યું છે કે—

"આપણી મુક્તિ ઈશ્વરની આજ્ઞા પાળવામાં છે."

અને પૃષ્ઠ ૪૧ મા લખ્યું છે કે.—

**"પૂજા એટલે તેઓની (જિનેશ્વરની) આજ્ઞાનું પાલન."**

**મહારાજશ્રી સાગરાનંદસૂરિજી "દીક્ષાનું સુંદર સ્વરૂપ"** નામના પુસ્તકના પૃષ્ઠ ૧૪૭ પર લખે છે કે—

"શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા વિગેરેનું ફળ ચારિત્ર ધર્મની આરાધનાના લાખમા અંશે પણ નથી આવતું અને તેથી તેની **પૂજા આદિને છોડીને પણ ભાવ** ધર્મરૂપ ચારિત્ર અંગીકાર કરવામાં આવે છે."

**શ્રી આત્મારામજી મહારાજે ફક્ત ભાવ પૂજાને જ મોક્ષદાતા કહી છે. તેઓશ્રી ચૈત્યવંદન, મૂર્તિપૂજા સૂત્રમાં નથી પણ પરાપૂર્વથી ચાલી આવતી રૂઢીને ચાલુ રાખવી જોઇએ એમ** *બતાવતાં, તેમના 'અજ્ઞાન તિમિર ભાસ્કર'* પુસ્તકના ૨૯૪ માં પાને લખે છે કે:—

"જે વસ્તુનું અનુષ્ઠાન કથન સૂત્રમાં નથી કર્યું,' કરવા યોગ્ય **ચૈત્યવંદન** આવશ્યક અને પ્રાણાતિપાતની જેમ સૂત્રમાં નિષેધ પણ નથી કર્યો. અને ચિરંકાલથી રૂઢીરૂપ ચાલ્યું આવે છે તે પણ સંસારભીરૂ ગીતાર્થ સ્વમતિ કલ્પિત દૂષણે કરી દૂષિત ન કરે."

તેમજ "અજ્ઞાન તિમિર ભાસ્કર" ના ૨૯૬ મા પાને લખે છે કેઃ-

"આમાં આ વાત ખાસ કહેવામા આવી છે કે ચૈત્યવંદન (મૂર્તિવંદન, મૂર્તિપૂજા) સૂત્રમાં નથી કહ્યું. પુનઃ સ્પષ્ટિકરણ કેટલીક ક્રિયાઓ જે આગમમાં નથી કહી તે કરે છે અને જેનો આગમમાં નિષેધ નથી કર્યો પણ ચિરંતન જનોએ આચરી છે તેને અવિધિ કહીને નિષેધ કરે છે અને કહે છે કે આ ક્રિયાઓ ધર્મીજનોએ કરવા યોગ્ય નથી. (એ ક્રિયાઓનું સ્પષ્ટિકરણ કરતાં કહે છે કે) **ચૈત્યકૃત્યેષુસ્નાત્રબિંબ પ્રતિમા** કરણાદિ. તે વિષે પૂર્વ પુરુષોની પરંપરા કહીને જે વિધિ ચાલી આવે છે તેને અવિધિ કહે છે."

ઉપરના બધા અવતરણો મૂર્તિપૂજક સંપ્રદાયના જ અને તેમના જ માન્ય વિદ્વાન મુનિવરોના જ કથનો છે. આ અવતરણો પુરવાર કરે છે કે મૂર્તિપૂજા સૂત્રોમાં નથી તેમજ મોક્ષદાતા પણ નથી. મૂર્તિપુજા બાર વર્ષના દુકાળ પછી જ શરૂ થઈ છે અને હવે તે રૂઢ થઇ ગયેલ હોવાથી ચાલુ રાખવી જોઇએ.

હવે આ ચૈત્યવાદ અને મૂર્તિવાદ ક્યારે ક્યારે અને શા માટે શરૂ થયા તે મૂર્તિપૂજક વિદ્વાન પંડિત શ્રી બેચરદાસ જીવરાજે તેમના 'જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ' નામના પુસ્તકમાં દાખલા દલીલો અને પ્રમાણો સહિત બતાવી આપ્યું છે તેમાંથી

થોડાક અવતરણો અહિં આપવામાં આવેલ છે કે જેથી વાંચકોને ચૈત્યવાદ તથા મૂર્તિવાદ કેમ અને ક્યારથી શરૂ થયા તેની સમજ પડે. પંડિત શ્રી બેચરદાસ ચૈત્યવાદની ઉત્પત્તિ બતાવતાં ૧૩૩–૧૩૫ પાને નીચે પ્રમાણે લખે છેઃ—

"વર્ધમાન (ભ. મહાવીર સ્વામી) નુ નિર્વાણ થયા પછી જંબુસ્વામી સુધીના સમયમા–વીર નિર્વાણના પ્રથમ સૈકામાં મહાત્મા બુદ્ધના મધ્યમ માર્ગે ઘણી લોકપ્રિયતા મેળવી લીધી હતી. તેમના માર્ગનો એ ઉદ્દેશ હતો કે શરીરને વિશેષ ન સતાવતાં એવી પ્રવૃત્તિ કરવાની જરૂર છે કે જે દ્વારા મન સ્થિતપ્રજ્ઞ રહે અને લોકોપકાર પણ થાય. ખુદ વર્ધમાન કાય દંડવાદી હતા અને મહાત્મા બુદ્ધ મનો દંડવાદી હતા.

"આ મધ્યમ માર્ગ વધતાં વધતાં એટલો બધો વધી ગયો કે સમ્રાટ અશોકના સમયમાં તો તે લગભગ સર્વવ્યાપી થઇ શક્યો હતો. વીરાત્ બીજા અને ત્રીજા સૈકાની વચ્ચેનો સમય મધ્યમ માર્ગ માટે ઘણો જ અનુકુળ હતો. તે સમય તેજ હતો જે સમયે મહારાજ અશોકનું ધર્મ રાજ્ય પ્રવર્ત્તતું હતું.

"આ સમયે સંસારની ચઉખંડ ધરતીમાં ચારે તરફ બૌદ્ધ મઠો સ્થપાયા હતા. જેમાં રહીને તે સાધુઓ બની શકે તેટલી લોકસેવા કરવાને સજ્જ રહેતા હતા. અને સમ્રાટ અશોક તથા તેની પ્રજા તેઓને સેવા કરવાની સામગ્રી (ધનાદિ સાધન) પૂરી પાડતા હતા. તે ભિક્ષુઓ દરદીઓને ઔષધ આપતા હતા, દીન દુઃખીઓને સહાય આપતા હતા, દરદી, પશુ અને પક્ષિઓની પણ ચિકિત્સા કરતા

કરેલી દેવપૂજનની અને તદાશ્રિત દેવદ્રવ્યની માન્યતાને ટકાવી શકીએ"

દિગંબરોએ સૂત્રોને નહિ માનતા હોવા છતાં તેમના પંડિતોને મૂર્તિ અને મંદિર અમાન્ય છે તે બતાવતું એક પ્રમાણ પંડિતશ્રી બેચરદાસે તેમના ઉક્ત પુસ્તકના ૩૮ મા પાનાંની અંતિમ નોંધમાં બતાવતાં નોંધ કરે છે કે તેરમા સૈકાના એક **દિગંબર પંડિતશ્રી આશાધરજી**એ જણાવ્યું છે કે:—

**"આ પંચમ કાળ ધિક્કારને પાત્ર છે કારણ કે આ કાળમાં શાસ્ત્રાભ્યાસીઓને પણ મંદિરો કે મૂર્તિઓ સિવાય ચાલતું નથી."**

( જુઓ આગાર ધર્મામૃત પૃષ્ઠ ૪૩ )

આ સર્વ અવતરણો ઉપરથી વાંચકોને ખાત્રી થઈ હશે કે મૂર્તિપૂજા અનાદિ નથી, સૂત્ર સિદ્ધ નથી તેમજ મુક્તિ માટે આવશ્યક નથી છતાં તે લગભગ બે હજાર વર્ષથી આપણા સમાજમાં રૂઢ થઈ છે. અને તેથી મૂર્તિપૂજા ઘણાંઓના મનમાં ધર્મભાવના જગાડતી હશે તેમજ ઘણાયના મનમાં ધર્મભાવના દૃઢ કરતી હશે. એટલે એવાઓને માટે મૂર્તિપૂજા અનાવશ્યક ગણી શકાય નહિ. પરંતુ જેઓના મનમાં મૂર્તિપૂજા સિવાય પણ ધર્મભાવના દૃઢ રહેતી હોય તેઓને માટે મૂર્તિપૂજા અનાવશ્યક છે એમ પણ કબુલ કરી શકાય.

સ્થાનકવાસીઓ તેમજ મૂર્તિપૂજક જૈન બંધુઓ આટલી વાત બરાબર સમજશે અને હૃદયમાં બરાબર ધારણ કરશે તો બધી કડવાશ મટી જશે, દુરાગ્રહ અદૃશ્ય થશે અને પ્રેમભાવ, બંધુત્વભાવ પ્રગટશે. સ્થાનકવાસીઓ સમજશે કે મૂર્તિપૂજા સૂત્રસિદ્ધ ન હોવા છતાં સમાજમાં રૂઢ થઈ હોવાથી તે જેમનામાં ધર્મભાવના જાગૃત

રાખવાનુ કામ કરતી હોય તેવા બંધુઓ ખુશીથી મૂર્તિપૂજા કરે. તેમા તેઓ કાંઈ ખોટુ કરતા નથી. ત્યારે મૂર્તિપૂજક બંધુઓ મૂર્તિપૂજાને સૂત્રસિદ્ધ કે અનાદિ સિદ્ધ કરવાના ઝગડામાં નહિ પડતાં સમજશે કે જેઓ મૂર્તિપૂજા કરવા સિવાય પણ તેમની ધર્મભાવના જાગૃત રાખી શકે છે અને પોતાનુ આત્મ કલ્યાણ સાધી શકે છે તેઓને ધન્ય છે.

બન્ને પક્ષોમા આવી સમજણ આવશે તો સર્વ ઝઘડાનો નાશ થશે અને તેથી એક સરખા પાઠવાળા અને એક સરખા અર્થવાળા સર્વ માન્ય સૂત્રો બનાવી શકાશે.

*

તેઓને જૈન સૂત્રો વાંચવાની જીજ્ઞાસા થઇ. પરંતુ ઘણાં ખરાં છપાયલાં પુસ્તકો–ભાષાંતરો અમુક અંશે જૈન પારિભાષિક ભાષામાં હોવાથી જૈનેતરોને સમજવા કઠણ પડયા. વળી જુની ઢબે લખાયલાં પુસ્તકોમાં એકની એક વાત ફરીથી પણ આવે ત્યારે વાંચતાં કંટાળો આવે એટલે ટુંકામાં સૂત્રોનો સાર આવી જાય અને જલ્દી સમજી જવાય તેવા પુસ્તકોની તેમને જરૂર જણાઇ.

દરમ્યાનમાં શ્રી ગાંધીજીના નવજીવન પ્રેસે શ્રી પુંજાભાઈ જૈન ગ્રંથમાળાની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી. આ ગ્રંથમાળામાં જૈન સૂત્રો તથા અન્ય જૈન ગ્રંથો જૈન પંડિત દ્વારા ભાષાંતર થઈ પ્રસિદ્ધ થતા હતા. **તે વ્યવસ્થા રદ્દ કરી તેમણે એક–જૈનેતર**–વૈષ્ણવ ભાષાંતરકાર–ગોપાલદાસ જીવાભાઇ પટેલને રાખ્યા અને શ્રી ગોપાલદાસ પાસે જૈન સૂત્રોનાં સાર રૂપ ભાષાંતરો કરાવી તે છાપી બહાર પાડવા માંડ્યા. અત્યાર સુધીમાં તેમણે બહાર પાડેલાં પુસ્તકો નીચે પ્રમાણે છેઃ—

મહાવીર સ્વામીનો આચારધર્મ (આચારાંગ સૂત્રનો છાયાનુવાદ) સંવત ૧૯૯૨

મહાવીર સ્વામીનો સંયમધર્મ (સૂત્રકૃતાંગ „ „ સંવત ૧૯૯૨

ભગવતી સાર (ભગવતી સૂત્રનો સાર) સને ૧૯૩૮

મહાવીર સ્વામીનો અંતિમ ઉપદેશ (ઉત્તરાધ્યયન સૂત્રનો છાયાનુવાદ) સને ૧૯૩૮

સમીસાંજનો ઉપદેશ (દશવૈકાલિક „ „ ૧૯૩૯

પાપ, પુણ્ય અને સંયમ (વિપાક, અંતકૃદ્દશા, અનુત્તરોપપાતિક સૂત્રોનો છાયાનુવાદ) સને ૧૯૪૦ સપ્ટેમ્બર

શ્રી મહાવીર કથા „ ૧૯૪૧ ઓગસ્ટ

આ પ્રમાણે જૈનેતરોએ કરેલાં જૈન સૂત્રોનાં ભાષાંતરોમાં વાંધાવાળી અથવા ખોટી વાતો છે, અમુક દ્વિઅર્થી શબ્દોના ખોટા અર્થો કરી ખોટાં વિધાનો કરેલ છે.

તે પછી સંવત ૧૯૫૮ માં (સને ૧૯૦૨માં) પ્રોફેસર રવજીભાઇ તથા મોરબીના જૈન સ્કોલરોએ શ્રી આચારાંગ સૂત્રનું ગુજરાતી ભાષાંતર કર્યું અને તે મોરબી જૈન લાઇબ્રેરીએ મૂળ સહિત છપાવી બહાર પાડયુ. તે પુસ્તકની શરૂઆતમાં જ પ્રો. રવજીભાઇએ દાખલા દલીલો સહિત હર્મન જેકોબીનું ભાષાંતર ખોટું છે તે બતાવી આપ્યું છે. આ પુસ્તકની બીજી આવૃત્તિ સને ૧૯૦૬ માં બહાર પડી હતી.

ત્યારપછી શ્રી મોહનલાલજી મહારાજે તેમનાં પુસ્તક પ્રશ્નોત્તર મોહનમાળામાં પણ આ ભાષાંતરો સંબંધમાં ઘણા રદીયા આપ્યા હતા. એટલે કે આ બાબતમાં અત્યાર સુધીમા એટલે કે નવજીવન પ્રેસના ભાષાંતરો છપામા પહેલાં ઘણો વખત અગાઉ ઘણું લખાઈ ગયું હતું. ને જર્મન પ્રોફેસરનાં ભાષાંતરો ખોટાં છે તે પૂરવાર થઈ ગયું હતું.

નવજીવન પ્રેસે આચારાંગ સૂત્રનો સાર સંવત ૧૯૯૨ માં "મહાવીર સ્વામીનો આચાર ધર્મ" એ નામે બહાર પાડેલ છે. આ સાર ગુજરાતીમા શ્રી. ગોપાલદાસ પટેલે લખેલ છે. આ પુસ્તકની શરૂઆતમાં શ્રી. ગોપાલદાસે નિવેદન છાપેલ છે તેના ૭ મા પાને તેમણે નીચે પ્રમાણે લખ્યું છે—

"આચારાંગ સૂત્રના અત્યાર આગમના બે ગુજરાતી અનુવાદો બહાર પડી ચૂકયા છે. એક બહુ જ પહેલાં (ઇ. સ. ૧૯૦૬ બીજી આવૃત્તિ) પ્રો. રવજીભાઈ તરફથી અને

**અર્થ**—ચાર સ્થાનકે જીવ નરકમાં ઉપજવાનું કર્મ બાંધે છે. (૧) મહા આરંભ, (૨) મહા પરિગ્રહ, (૩) પંચેંદ્રિય જીવનો વધ અને (૪) **માંસાહાર.**

**સ્થાનાંગ** સૂત્રના દશમા ઠાણામાં કહ્યું છે કેઃ—

માંસ વિગેરે પડેલાં હોય ત્યાં સ્વાધ્યાય-સૂત્ર પાઠ નહિ કરવો. ત્યાં દશ પ્રકારનાં ઔદારિક અસ્વાધ્યાય જણાવ્યા છે તે એ કેઃ—હાડકાં, માંસ, લોહી, અશુચિ (મળમૂત્ર), મશાણભૂમિ, ચંદ્રગ્રહણ, સૂર્યગ્રહણ, ઉલ્કાપાત, રાજવિગ્રહ અને ઉપાશ્રયની અંદર પડેલું મૃત કલેવર.

**પ્રશ્નવ્યાકરણ** સૂત્રના ચોથા સંવર દ્વારની પાંચમી ભાવનામાં કહ્યું છે કેઃ—

સાધુ महु मज्जं मंस रयज्जग विगइ परिचत= મધ, મદ્ય, માંસ વિગેરે વિગયનો ત્યાગ કરે.

**ઉત્તરાધ્યયન** સૂત્રના પાંચમાં અધ્યયનની ૯ તથા ૧૦ મી ગાથામાં માંસાહારથી પાપકર્મ બંધાય છે તે બતાવ્યું છે તે ગાથાઓ નીચે પ્રમાણે છે—

हिंसे बाले मुसावाइ, माइल्ले पिसुणे सढे ।
भुंजमाणे सुरं मंसं, सेयमेयंत्ति मन्नइ ॥ ९ ॥

कायसा वयसा मत्ते, वित्ते गिध्धेय इत्थिसु ।
दुहओ मलं संचिणइ, सिसुना गोव्व मट्टियं ॥१०॥

**સ્થાનાંગ** સૂત્રમાં ઠાણું ૧૦ મું. તેમાં દશ પ્રકારની અસઝાય કહી છે. **दसविहे ओरालिए असज्झाइए पण्णत्ते—अट्ठि, मंसे, सोणिए** ઇત્યાદિ. દશ પ્રકારની ઔદારિકની અસઝાય–હાડકાં, માંસ, લોહી, અશુચિ, સ્મશાન, ચંદ્રગ્રહણ, સૂર્યગ્રહણ, ઉલ્કાપાત, રાજવિગ્રહ અને ઉપાશ્રયની અંદર પડેલું મૃત કલેવર. આમાં પહેલો બોલ અટ્ઠિનો અર્થ હાડકાં કરેલ છે.

**પ્રશ્નવ્યાકરણ.** અધ્યયન ૧ લું. આશ્રવદ્વારમાં પ્રાણીઓ હિંસા કરે છે તેનાં કારણો આપેલાં છે તેમાં **अट्ठि मिंजा**=હાડકાં અને મજ્જા માટે હિંસા કરે છે એમ બતાવેલ છે.

તથા તેમાં જ નારકીને **अट्ठि एहारु णह रोम वज्जिय** =હાડકાં, સ્નાયુ, નખ, રોમ રહિત કહેલા છે.

**આચારાંગ** સૂત્રના બીજા શ્રુતસ્કંધના પહેલા પિંડૈષણા અધ્યયનમાં સાધુને કદિ કોઇ જીવજંતુવાળો આહાર મળે અને તે શુદ્ધ ન થાય તેમ હોય તો તે પરઠવવાના પાંચ સ્થાનક કહ્યા છે, તેમાં બીજું સ્થાનક **अट्ठि रासि सिया**=હાડકાંની રાશિ, હાડકાંના ઢગલામાં પરઠવવાનું કહેલ છે.

## मंस માંસ.

જૈન સૂત્રો માંસાહાર તો નિષેધે છે એટલે જૈન સૂત્રોમાં:—

**मंस**=માંસ શબ્દ જ્યાં જ્યાં વપરાયો છે ત્યાં ત્યાં વનસ્પતિના અંગે જ વપરાયો છે. અને તેનો અર્થ ગર્ભ થાય છે ફળનું માંસ તે તેનો ગર્ભ અથવા દળ અથવા ગર કહેવાય. ગર્ભના અર્થમાં માંસ શબ્દ જૈન શાસ્ત્રોમાં તેમજ વૈદક ગ્રંથોમાં પણ વપરાયેલ છે તેના દાખલા નીચે પ્રમાણે છે:—

**પ્રજ્ઞાપના** સૂત્રમાં પહેલા અધ્યયનની ૧૧-૧૨ મી ગાથામાં मंस શબ્દ વપરાયેલ છે અને તેનો અર્થ ફળનો ગર્ભ થાય છે તે ગાથાઓ આ પ્રમાણે છે.

पुस्सफलं कालिंग, तुंबं तउसेलु वालुकं ।
घोसालयं पट्टोलं, तिंदुयं चेव तिंदूसं ॥ ११ ॥
विंट मंस कडाहं, एयाइ हवंति एग जीयस्स ।
पत्तेय पत्ताइंस, केसर मकेसरं मिंजा ॥ १२ ॥

અર્થ—પુંપફળ (કોળું), કાલિંગડાં (તરબુચ), તુંબા (તુબડું), ત્રપુસ, ચીભડી, ઘોસડાં, પટોલ, તિંદુક (ટીંબરૂં), ટીંડસા—એનાં બિંટ, मंस માંસ-ગળ, ગર્ભ તથા ઉપરની છાલ (કડાહ, કડહા) એ ત્રણેમાં એક જીવ કહેલ છે તથા એના પત્ર, કેસર તથા કેસર વિનાનાં મિંજ એ એમાં પ્રત્યેક જીવ જાણવા.

**વાગભટ્ટ** સૂ. સ્થા. અ. ૬ શ્લોક ૧૨૯-૩૧ માં બિજોરાનાં ગુણ વર્ણવતા લખેલ છે કે.—

त्वक् तिक्तकटुका स्निग्धा मातुलुंगस्य वातजित् ।
बृहणं मधुरं मांसं वातपित्तहरं गुरु ।
लघु तत्केसरं कासश्वासहिध्म मदात्ययान् ॥
आस्य शोषानिल श्लेष्मविबन्धच्छर्दिरोचकान् ।
गुल्मोदरार्शः शूलानि मंदाग्निरत्वं च नाशयेत् ॥

વાગભટ્ટ એ પ્રસિદ્ધ વૈદિક ગ્રંથ છે અને તેમા પણ (ઉપરની બીજી લીટીમાં) માંસ શબ્દ વનસ્પતિ ફળના ગર્ભના અર્થમા વપરાયેલ છે

मच्छ - मत्स्य

જૈન સૂત્રો ૨૫૦૦ વર્ષ પહેલાં શ્રી મહાવીર સ્વામીના સમયમાં બન્યાં ત્યારે અને તેમાંથી પણ પહેલા મનુષ્ય, તિર્યંચ વિગેરે પ્રાણીઓનાં નામથી વનસ્પતિઓ પણ ઓળખાતી. એટલે ઘણી વનસ્પતિના નામો અને પ્રાણીઓનાં નામો એક સરખાં હતાં. ઘણી વનસ્પતિઓ દવાના ઉપયોગમાં પણ આવતી. તેથી વૈદિકના ગ્રંથોમાં પણ એ વનસ્પતિના નામો પ્રાણીઓનાં નામો જેવાં જ આવેલાં છે એટલે કે મત્સ્ય નામની વનસ્પતિ હતી. તેમજ મત્સ્ય નામની વનસ્પતિની જાતિ પણ હતી. એટલે કે મત્સ્યના આકારની જુદી જુદી વનસ્પતિઓનો મત્સ્ય જાતિમાં સમાવેશ થતો. મત્સ્યના આકારમાં થતી વનસ્પતિઓ–કારેલાં, ડોડી, ચોખા, શેરડી વિગેરે છે.

ઉપરાંત મત્સ્ય નામ સાથે જુદા જુદા શબ્દો લગાડીને પણ જુદી જુદી વનસ્પતિને ઓળખવામાં આવે છે. જેમ કેઃ—

मत्स्यंडी. પ્રશ્નવ્યાકરણના ચોથા સંવરદ્વારમાં આ શબ્દ વપરાયો છે અને તેનો અર્થ સાકર થાય છે. શબ્દના ઉપલક પ્રમાણે તો મત્સ્ય+ઇંડા=માછલાનું ઈંડું એમ અર્થ થાય. પણ તેનો અર્થ સાકર થાય છે કારણ કે શેરડી તે મત્સ્યના આકારની લાંબી છે. માછલાના જેવું શેરડીનું પૂંછડું હોય છે ને તેને કાંટા પણ હોય છે. એટલે મચ્છ નામની વનસ્પતિ તે શેરડી. તેનાથી ઈંડ એટલે ઉત્પન્ન થયેલી તે મચ્છંડી, મત્સ્યંડી=સાકર.

मत्स्यगंधा=જળપીંપર.

मत्स्यपिता=કડુરોહિણી, કડુ

मत्स्यांगी નામની વનસ્પતિ છે.

मत्स्याक्षी=એક જાતની બ્રો. બ્રાહ્મી, સોમલતા વિગેરે વનસ્પતિઓ.

આવી રીતે સંખ્યા પ્રમાણેનું વિવેચન કરતાં તેની અંદર જૈન ધર્મની અનેક ઉપયોગી બાબતો, જ્યોતિષ ચક્ર, દંડક, શરીર, વેદના, ૬૩ શલાકા પુરુષો, ઐરવત ક્ષેત્રની ચોવીશી વિગેરે વિગેરે ઘણા ઉપયોગી ને જાણવા યોગ્ય વિષયોનો સમાવેશ કરેલો છે. છેવટ દ્વાદશાંગીમાં આવતા વિષયોની વિગત પણ આપેલી છે.

વિદ્વાનો આવી રીતે સંખ્યા પ્રમાણેની ચોભંગીઓ ગોઠવે છે ત્યારે જ્ઞાન રસની અદ્‌ભૂત જમાવટ થાય છે અને આનન્દની રેલમછેલ થાય છે. આનંદ સાથે જ્ઞાનવૃદ્ધિ થાય છે.

## ૨૨
## શ્રી ભગવતી સૂત્ર (વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ)

આ સૂત્રનુ મૂળ નામ તો વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ છે. વ્યાખ્યા એટલે વિવિધ કથન. પ્રજ્ઞપ્તિ એટલે પ્રરૂપણા. પણ હાલમાં એ વધારે ભગવતી સૂત્રના નામથી પ્રસિદ્ધ છે.

આમાં સંવાદો તેમજ કથાઓ દ્વારા ધર્મનો ઉપદેશ છે. જુદા જુદા પ્રકારના દેવ, નરેંદ્ર, રાજર્ષિઓ વિગેરે કે જેઓ વિવિધ પ્રકારના સંશયવાળા હતા તેમણે પૂછેલા તથા શ્રી ગૌતમ સ્વામીએ પૂછેલા એમ એકંદર ૩૬૦૦૦ પ્રશ્નોના શ્રી મહાવીર સ્વામીએ વિસ્તારપૂર્વક આપેલા ઉત્તરો છે. આ ઉત્તરો યથાસ્થિત ભાવના પ્રતિપાદક છે. મુમુક્ષુઓના હૃદયના અભિનંદક છે અંધકારરૂપ મેલના નાશક છે, ગુદષ્ટ છે, દીપભૂત છે તથા બુદ્ધિના વર્ધક છે.

અનેક વિવિધ વિષયોનુ જ્ઞાન આપનાર આ સૂત્ર શ્રાવકો તેમજ સાધુઓમાં ઘણું માનીતું છે. તેથી તેમા આવતા વિષયોની વિસ્તારપૂર્વક સૂચી નીચે આપેલ છે. આ સૂત્રના ૪૧ શતક છે. અને તેના ૧૦૦૦ ઉદેશા છે દરેક શતકમાં કયા કયા વિષયો છે તે નીચે જણાવેલ છે.

## પહેલા શતકના ૧૦ ઉદ્દેશામાંની વિગત

૧. નવકાર, બ્રાહ્મી લિપિ, નમોત્થુણં, ગૌતમ સ્વામીના ગુણ, ૯ પ્રશ્નોત્તર, આહારના ૬૩ ભાગા વિગેરે છે.

૨. નર્કનો, લેશ્યાનો સચિકુન કાળ, ૧૪ પ્રકારનાં જીવ દેવલોકમાં જાય વિગેરે હકીકત છે

૩. કાંક્ષા મોહનીય કર્મ, આરાધકનાં લક્ષણ બતાવેલા છે.

૪. કર્મપ્રકૃતિ, અપક્રમ, પુદ્ગલ, જીવ, છદ્મસ્થ, કેવળીનું વર્ણન છે.

૫. નર્ક, ભવનપતિ, પૃથ્વી, જ્યોતિષી વૈમાનિક દેવલોકનું વર્ણન તથા કષાયના ભાંગા અને દંડક છે.

૬. રોહા અણુગારનાં પ્રશ્નોત્તર, લોકની સ્થિતિ તથા આધાર, જીવ પુદ્ગલનો સબંધ અને સૂક્ષ્મ વરસાદ વિગેરે અધિકાર છે.

૭. નારકીની ઉત્પત્તિ, વિગ્રહગતિ, દેવની દુર્ગંછા, ગર્ભોત્પત્તિ, માતા પિતાનાં અંગ તેમજ ગર્ભનો જીવ સ્વર્ગ નર્કમાં જાય તેનું વર્ણન છે.

૮. એકાંત બાળ પંડિતનું આયુષ્ય, મૃગવધકની ક્રિયા, સવીર્ય, અવીર્ય વિગેરે વર્ણન છે.

૯. ગુરૂ લઘુના પ્રશ્નોત્તર, સુસાંડુ, આયુબંધ વિગેરે છે.

૧૦. અન્ય તીર્થક, એક સમયમાં બે ક્રિયા આદિ કથન છે.

## બીજા શતકના ૧૦ ઉદ્દેશાની વિગત

૧. ખંધક સન્યાસી, સાન્ત અનંત જીવનુ, સિદ્ધનું, બાળ પંડિત મરણનું, ભિક્ષુની પ્રતિજ્ઞાનું, ગુણરત્ન સંવત્સર તપનું વિગેરે વર્ણન છે.

૨. સમુદ્ઘાતનું,

## ૬૨. દેવેન્દ્ર સ્તવ

બત્રીશ દેવેન્દ્રો શ્રી વીરપ્રભુ પાસે આવીને તેમની સ્તુતિ કરે છે તે દેવેન્દ્રનુ સ્વરૂપ તેના પેટામાના દેવતાઓ, ચદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર આદિના નામ, વાસ, સ્થિતિ, ભવન, પરિગ્રહ વિગેરેનુ વર્ણન છે. તેમા ૩૦૭ ગાથા છે.

## ૬૩. વીર સ્તવ

કેટલાકો ન કરવાળા સાતમા પ્રકીર્ણમા દેવેન્દ્ર સ્તવ તેમજ વીર સ્તવ બન્નેને એકઠા મૂકે છે. ત્યારે બીજા કેટલાક દશમા પ્રકીર્ણ મરણ સમાધિને બદલે વીર સ્તવને મૂકે છે. વીર સ્તવમા શ્રી મહાવીર સ્વામીની નામાવલી સાથેની સ્તુતિ છે

## ૬૪. ગણિવિદ્યા

બળાબળ વિધિ, દિવસ, તિથિ, નક્ષત્ર, કરણ, ગ્રહ દિવસ, મુહૂર્ત, શુકન, લગ્ન અને નિમિત્ત એ નવના બળ, એ દરેકમાં શું શું કરવું જોઇએ વિગેરે જ્યોતિષ વિષયક ચર્ચા અને વર્ણન છે. તેમા ૧૦૦ ગાથા છે.

## ૬૫. મહા પ્રત્યાખ્યાન

જીવનમા જે જે પાપ દોષો થઈ ગયા હોય તે તે સભારી સભારી તેનો ત્યાગ કરવો. મનમાથી ભાવ શલ્ય કાઢી નાખવુ. પડિત મરણ માટે સમાધિ થાય તેવી આત્મ સ્થિતિ જાગ્રત કરી સર્વ અસત્ય પ્રવૃત્તિને તજવી, દુ ખમય સ સાર પ્રત્યે વિરાગ રાખવો વિગેરે વિસ્તારપૂર્વક સમજાવ્યુ છે. તેમા ૧૪૨ ગાથા છે.

## ૬૬. મરણ સમાધિ

અંત સમયમા શાતિપૂર્વક સમાધિથી મરણ કેમ થાય તે તેની વિધિપૂર્વક બતાવ્યુ છે. આરાધના, આરાધક, અનારાધક, પરિકર્મથી આલોચના વિગેરેનું સ્વરૂપ, સૂરિગણ, શલ્યોદ્ધાર, જ્ઞાન

ચારિત્રનો ઉદ્યમ, સલેખના વિધિ, કષાય, પ્રમાદ આદિનો ત્યાગ, પ્રત્યાખ્યાન પંડિત મરણ, અભ્યુદ્યત મરણ, ક્ષમાપના, સસ્તારક, અનિત્યાદિ ભાવના, મોક્ષ સુખની અપૂર્વતા, ધ્યાન વિગેરે અનેક વિષયો છે. તેમાં ૭૨૦ ગાથા છે.

## આઠ ક્ષુદ્રક સૂત્રો અથવા પેટા સૂત્રો

### ૬૭. કલ્પ સૂત્ર

શ્રી ભદ્રબાહુ સ્વામી કૃત દશાશ્રુતસ્કંધનું આઠમું અધ્યયન છુટું કરી તેને કલ્પ સૂત્ર નામ આપ્યું છે. તેની અંદર શ્રી મહાવીર સ્વામીનું જીવન ચરિત્ર છે. તથા શ્રી પાર્શ્વનાથ, નેમિનાથ અને ઋષભદેવ સ્વામીનાં ટુકા જીવન ચરિત્રો છે. અને તે પર્યુષણ પર્વમાં ખાસ વંચાય છે તેથી તેને પર્યુષણા કલ્પ પણ કહે છે. તેમજ તેની અંદર લગભગ ૧૨૦૦ શ્લોક છે તેથી તેને બારસા સૂત્ર તરીકે પણ ઓળખવામાં આવે છે.

આની અંદર સ્થવિરાવલિ તથા સામાચારી છે તે શ્રી દેવર્ધિગણિએ પાછળથી ઉમેરેલ છે. એવી માન્યતા છે તે ખોટી છે. તે માટે જુઓ શ્રી ભદ્રબાહુ સંબંધીનું ચૌદમું પ્રકરણ. પૃષ્ઠ ૧૦૭ થી ૧૧૨.

### ૬૮. જીતકલ્પ

શ્રી જિનભદ્રગણિએ રચેલ છે. જીત એટલે આચાર અને તેનો કલ્પ એટલે વર્ણન. એટલે કે આમાં સાધુઓએ સેવવાના આચારનું વર્ણન છે. તેમજ આચારમાં દોષ લાગેલા હોય તેને માટે ઓગણીશ જાતના પ્રાયશ્ચિત બતાવેલા છે. તેથી તેને નિશીથ છેદ સૂત્રનું અંગ પણ કહેવામાં આવે છે.

### ૬૯. યતિજીતકલ્પ

શ્રી સોમપ્રભસૂરિએ રચ્યું છે અને યતિઓના આચારનું વિવરણ કરેલ છે. અને જીતકલ્પના પેટા સૂત્ર જેવું છે.